બેઠવું એ ઉચિત નથી. મારૂં જે થવાનું હોય તે ભલે થાય; પણ મારે આ બનાવની પોલિસને ખબર આપવીજ જોઇએ."

પુષ્કળ વિચાર કર્યા પછી મન સાથે ચોક્કસ સંકલ્પ કરી સુલોચના પતિના બેઠકખાનામાં ગઈ. ટેબલ ઉપરથી તેણે ગુજરાતી ટેલિફોન ગાઇડ શોધી કાઢી અંદરથી મહાલક્ષ્મી પોલિસ સ્ટેશનનો ટેલિફોન નંબર મેળવ્યો. પછી તેણે ત્યાં ટેલિફોન કરી ખૂન થયાની ખબર આપી અને ઘણી ઝડપથી પોલિસની મદદ માગી. આટલું કાર્ય કર્યા પછી સુલોચના પાછી પેલા શયનગૃહ પાસેના ખંડમાં જઇ અધીર ચિત્તે પોલિસની રાહ જોતી બેઠી.

પાએક કલાક પસાર થઈ ગયો એટલે એક પઠાણ બે મજબૂત શરીરવાળા મવાલીઓને લઇ વિનોદચંદ્રના બંગલામાં આવ્યો. સુલોચનાએ ગંભીર ભાવ ધારણ કરી તેમને શયનગૃહમાં લઇ જઇ ચંપકલાલનો મૃતદેહ દેખાડયો. પછી પોતાને ભય લાગવાનું નિમિત્ત દર્શાવી સુલોચના ત્યાંથી પુનઃ પતિના બેઠકખાનામાં ચાલી ગઈ તથા બેઠકખાનાના દ્વારને અંદરથી બંધ કરી દઈ એક બારી પાસે ઉભી રહી પોલિસની રાહ જોવા લાગી.

પાંચ સાત મિનીટમાંજ એક યૂરોપીઅન્ પોલિસ ઇન્સ્પેકટર આઠ દશ કૉન્સ્ટેબલો સાથે આવી પહોંચ્યો. તેમની દરેકની પાસે ભરેલી રિવૉલ્વરો હતી. પોલિસ ઇન્સ્પેકટરે ચાર કૉન્સ્ટેબલોને બંગલાની આસપાસ ઉભા રાખી અંદર પ્રવેશ કર્યો તથા ઘણી ચાલાકીથી તેણે શયતાનના મદદગારોને પરહેજ કરી તેમને બેડીઓ પહેરાવી દીધી.

શયતાનના સાથીઓ ગિરફતાર થયા પછી સુલોચના હિમ્મત લાવી પોલિસ ઈન્સ્પેકટર પાસે ઉપસ્થિત થઇ તથા શુરૂઆતથી છેવટ સુધીની સઘળી હકીકત તેણે જુબાની તરીકે નોંધાવી. એમાં ઇશ્વરદાસે પોતાની પાસે બળાત્કારે જે પત્ર લખાવ્યો હતો તેનો પણ તેણે ઉલ્લેખ

કરી નાખ્યો. સઘળી હકીકત નોંધી લીધા પછી પોલિસ ઇન્સ્પેકટરે કહ્યું:–"બાનુ! ટમારી હિમ્મટ માટે ટમોને શાહબાશી ઘટે છ–ટમે ફિકર કરશો નહિ."

પછી પોલિસ ઇન્સ્પેકટરે ટેલિફોન કરી ઇશ્વરદાસ વિના વિલંબે કેદ પકડાય એવો બંદોબસ્ત કર્યો અર્થાત્ પ્રભાતકાળના અરસામાં ઇશ્વરદાસને પોલિસે સિફતથી તેને ઘેરથી જ કેદ કર્યો.

વાંચક બંધુઓ, હજી વિનોદચંદ્ર અને રાધાની મુલાકાત જાણવાની જીજ્ઞાસા ધરાવતા હોવાથી અમે આ પ્રસંગને હવે ટુંકમાંજ સમાપ્ત કરી આગળ વધીશું.

યથા સમયે હાઈકોર્ટમાં ઇશ્વરદાસ અને તેના મદદગારો ઉપર ખૂન કરવાના તથા ખૂનમાં મદદ કરવાના ગુન્હા બદલ કેસ ચાલ્યો. વિનોદચંદ્રની પત્ની સુલોચનાના શુદ્ધ ચારિત્ર્યની જનસમાજમાં ખોટી નિંદા ન થાય એ માટે પોલિસે ઘણી ખૂબીથી પેલા પત્રની વાત ઉડાવી દીધી. ઇશ્વરદાસે પોતાના બચાવ માટે ઘણી મહેનત કરી. આરંભથી અંત સુધી તેણે જે ખોટી જુબાની આપી અને ખોટી સાક્ષીઓ આપી એ સર્વનું વિગતવાર વર્ણન સ્થળ સંકોચને લીધે અમે પ્રકટ કરી શકતા નથી. ઇશ્વરદાસનાં સગાંસંબંધીઓએ વકિલ બૅરિસ્ટરોને પુષ્કળ ફી આપી બચાવ માટે રોકયા; પરંતુ अतिशय सर्वं वर्जयेत् તથા ધર્મે જય અને પાપે ક્ષય, એ સિધ્ધાંત અનુસાર જયુરીએ ઇશ્વરદાસ તથા તેના મદદગારોને ગુન્હેગાર ઠરાવ્યા તથા ઇશ્વરદાસને જન્મ દેશનિકાલની અને તેના મદદગારોને સાત સાત વર્ષની સખ્ત મજુરી સાથે કેદની સજા ફરમાવી.

આવી રીતે ઇશ્વરદાસને સજા થવાથી તેના શત્રુઓના મનમાં ઘણો આનંદ થયો હતો તથા કેટલાક તો તે દિવસને ખુશાલી તરીકે

માની મિષ્ટાન આરોગ્યાં હતાં. બીજી તરફથી ઇશ્વરદાસના શાગિર્દો તથા તેનાં સગાં સંબંધીઓના ખેદનો પાર રહ્યો નહોતો; અસ્તુ.

*　　　*　　　*

ઇશ્વિરદાસના કેસમાં વિનોદચંદ્રની પ્રતિષ્ઠાને કાંઇક અંશે હાનિ પહોંચેલી હોવા છતાં પ્રાણ અને પ્રકૃતિ સાથેજ જાય, એ સિધ્ધાંત અનુસાર તેના કલુષિત ચારિત્ર્યમાં લેશ પણ સુધારો થયો ન હોતો. ઇશ્વરદાસ અને ચંપકલાલ જેવા સોબતીઓની કરણીનોજ ફેજ જોવામાં આવેલો હોવા છતાં તેની વિષયલંપટતા બિલ્કુલ ઓછી થઇ નહોતી. જો કે રાધા ઉપર તે ઘણા વખતથી મોહિત હતો; પરંતુ ઇશ્વિરદાસ કંપનીનો કર્ત્તાહર્ત્તા અને ભાગ્યવિધાતા હોવાથી અને તેની સાથે પોતે મિત્રાચારી હોવાનો દાવો દર્શાવતો હોવાથી તેને પોતાની જાળમાં ફસાવી શકયો હતો. ઇશ્વરદાસને સજા થઇ ગયા પછી વિનોદચંદ્રનો માર્ગ નિષ્કટંક થયો હતો તથા પુષ્પગુચ્છમાં ચીઠ્ઠી ફેંકી રાધાની સાથે ચરની-રોડ જંકશન પાસેથી મોટરમાં બેસી બનામ હૅાલલેનમાં આવેલા એક બંગલામાં ગયો હતો એ હકીકત અમે વાંચક બંધુઓને જણાવી ચુકયા છીએ.

રાધાના એ મકાનનું અમે પણ વર્ણન કરી ચુકેલા હોવાથી અત્રે તેનો પુનરૂલ્લેખ કરવાની જરૂર નથી.

બંને જણાં બંગલામાં ચઢયાં. રાધા વિનોદચંદ્રને પોતાના બેઠક-ખાનામાં લઇ ગઇ. વિનોદ એક ખુરસી ઉપર બેઠો. રાધા પણ ટેબલ ફૅનને ચાલૂ કરી એક સોફા ઉપર બેઠી. વિનોદે ધીમેથી વાત શરૂ કરી:–"રાધા તારી પ્રત્યક્ષ મુલાકાતથી આજે મ્હને જે આનંદ થયો છે તેનું વર્ણન કરી શકું તેમ નથી. તારો કોયલના જેવો મધુર કંઠ, ઇન્દ્રલોકની અપ્સરાને પણ લજાવે, ભલભલા યોગીઓનાં ભાન ભૂલાવે એવું તારૂં દેવ દુર્લભ મનોહર સૌંદર્ય, હરિણીની ચાલ જેવી તારી ચંચળ

ગતિ, તારાં કાજળઘેરાં નયનોના હૃદયને ઘાયલ કરી નાખે એવા કટાક્ષ, ગુલાબ પુષ્પને પણ લજ્જિત બનાવી દે એવો તારા શરીરનો વર્ણ, પુરૂષોને માયાની જાળમાં બાંધી લે એવો તારો ઘનકૃષ્ણ કેશકલાપ એ સર્વ જોઈ હું મારા દિલ ઉપરનો કાબૂ ગૂમાવી બેઠો હતો.” આટલી ભૂમિકા કરી વિનોદચંદ્રે પોતાના દિલની સ્થિતિ દર્શાવી.

ઉત્તરમાં રાધા પ્રથમ તો કાંઈ બોલી નહિ. તે તીરછી છૂરી જેવી નજર ચલાવી કાતીલ હાસ્યથી વિનોદના હૃદયને ભેદી નાખવા લાગી. પ્રસંગ વિચારી રાધા ઉઠી તથા તેણે એક ફેન્સી કબાટ ઉઘાડી તેમાંથી વાઇન ડિકેન્ટ બ્હાર કાઢી ટેબલ ઉપર સોડા ગ્લાસ ગોઠવી ગ્લાસમાં ઉંચી જાતની બ્રૅન્ડી તથા સોડા રેડી એક ગ્લાસ રાધાએ વિનોદના હાથમાં આપ્યો. વિનોદે રાધાને પણ પોતાની સાથે સ્વાસ્થ્ય પાન (!) કરવાનો આગ્રહ કર્યો.

સુરાપાન કર્યા પછી વિનોદચંદ્રનું ચિત્ત વિશેષ વિહ્વળ બની ગયું–નજીક પડેલું હારમોનિયમ જોઈ તેને ગાવાની ઈચ્છા થઈ આવી. વિના વિલંબે તે ખુરસીને હારમોનિયમ પાસે ખેંચી ગયો તથા સુર મેળવી મધુર કંઠે તે નિમ્નલિખિત ગીત ગાવા લાગ્યો:—

**ચોરી સૌંદર્ય તારૂં સુંદરી વસંત જો પ્રકાશે,**
**વસંત આ પ્રકાશે;**
**વસંત હા પ્રકાશે.**

**કુસુમિત કમલિની, કુમુદ, કેતકી, કેશર, કંજાર;**
**કુસુમાયુધ કનકદંડ રૂપ, કામિની, કલ્હાર;**
**તુંજ સ્વરૂપ ને સુગંધ ચોરી સહુ વિકાસે;**

**આ ચોરી સહુ વિકાસે;**
**હા ચોરી સહુ વિકાસે.**

'કુહૂ કુહૂ' કરી કુંજ કુંજ કૂદી મદનમંત્ર ગાઈ,
મનમથની માનિનીનાં મ-મથની દઈ દુહાઈ;
તુજ સ્વર હરી, કલરવ કરી કોકિલા ઉલ્હાસે,

આ કોકિલા ઉલ્હાસે
હા કોકિલા ઉલ્હાસે. (દિવાનો.)

ગંભીર રાતનો સમય હોવાથી નિસ્તબ્ધતામાં વાયુની અંદર સંગીતનો ધ્વનિ નૃત્ય કરવા લાગ્યો. ગીતના તાને રસિક રાધાનું રસિલું ચંચળ હૃદય અપૂર્વ ભાવથી ધબકવા લાગ્યું. દેવતાની વાયરલેસ ટેલિગ્રાફિક સર્વિસ ચાલૂ થઈ ગઈ.

પછી વિનોદના આગ્રહથી રાધાએ એક સંગીત ચાલૂ કર્યું તથા એ સંગીતની જરૂરની પૂર્તિ યથા પ્રસંગે વિનોદે કરી:—

રાધા:—"પ્રેમ મોતીનું પાણી તપાસતાં
પાણી ગુમાવ્યાં કંઇક ઝવેરીએ;
એનાં શું કરીએ મૂલ.
વિનોદ:—મોઢે માગો તે કબૂલ.
રાધા:—હીરાનાં ઝેર હરી, લીધાં વેરીને,
મન માયાની મીઠાશ ભરી,
હૈયાંની હોંશથી શોધ્યો આ હીરલો,
ઉપર હેતની પેલ કરી,
આંકો અલબેલા મૂલ;
વિનોદ:—મૂલમાં જીવન ફૂલ.

સંગીતના તારથી પ્રેમિક પ્રેમિકા એક તાર થયાં. બન્ને હારમોનિયમ પાસેથી ઉઠી સોફા ઉપર સાથે બેઠાં. વિનોદ ભાવના આવેશથી કહેવા લાગ્યો:-"પ્રાણેશ્વરી! તારૂં સૌંદર્ય મારા હૃદયમાં અંકિત થઇ ગયું

છે. જેમ જેમ હું તેનું વિશેષ દર્શન કરૂં છું તેમ તેમ ભાન ભૂલું છું. કવિએ ખરૂંજ કહ્યું છે કે,

કરે લાખો પ્રયત્નો તોય પણ આખર સહૂ થાકયાં;
ખિલ્યાં મુગ્ધા તણાં અંગો એ ઢાંકયાં નવ રહે ઢાંકયાં.
થયાં જો નેત્ર અણીયાળાં ભરેલાં પૂર્ણ મદવાળાં;
ચપળ પગલાં હવે હળવાં વળે રતિનાથનાં હાંકયાં.
ચઢી ચાળે ઉછાળે એ થતાં પગલાં જુવાનીનાં;
અનંગે અંગ ઢાંકી અંગ જાણે ચિત્રમાં આંકયાં."

રાધા નટી હોવાથી તે વાચાશકિતમાં તથા રસિકતામાં વિનોદચંદ્રથી કોઇ પણ રીતે ઉતરે એવી નહોતી. ઘણા કવિયો તથા શાયરોનાં નાટકો તેને મુખસ્થ થઈ ગયાં હતાં. તેણે કહ્યું, "પુરૂષોની પ્રકૃતિજ સ્ત્રી જાતિની ખોટી ખુશામદ કરવાની છે. ખુશામદ કરી ભોળી અબળાઓને ભરમાવી ભ્રમરની માફક રસ ચુંટી તેઓ ગૂમ થઈ જાય છે—

ઉડી ઝટ જાય છે ભ્રમરા કુસુમરસ જ્યાં લીધા ચાખી,
ન પાછા પાસ આવે વીતી જાતાં જિન્દગી આખી.
હવસના જોશમાં મર્દો ગમે તેવું બકે મોઢે,
હશે કોઇક મજનૂએ વફાને જાળવી રાખી.

વિનોદચંદ્ર બોલી ઉઠયોઃ—" તમારી સમજ ફેર થાય છે."

વફાની પુતળી લયલા સમી છે તું,
વફાદારીમાંહી મજનૂં સમો છું હું;
નિસારૂં જાન થઇ ફરહાદ ત્હારાપર,
મને શીરીં જીગરમાંહી ગમી છે તું.

માટે હવે મને ન તલસાવો—લજ્જાને હઠાવો-તથા તમારા એ પ્રેમના પૂજારીને સ્નેહસુધાનું પાન કરાવો."

રાધા ગમે તેમ તો પણ એક સ્ત્રી હતી. ઘૃત પાસે અગ્નિ ધરવામાં આવે અને તે જેવી રીતે પીગળી જાય તેવી રીતે તેનું દિલ પીગળી ગયું હતું. તેણે કહ્યું:—

**"મને વાંધો નથી વ્હાલા જીગરમાં ઘર કરી બેસો;**
**તમારો દેશ છે આંખો, ભલેને સર કરી બેસો."**

આમ કહી રાધા આવેશને વશ થઇ વિનોદના ગળામાં હાથ નાખી વળગી પડી. વિનોદે તેના અધર રસનું પાન કરતાં કહ્યું:–"પ્રિયા! આજના આનંદજનક મિલન પ્રસંગે મારે તારી સાથે બીજી પણ કેટલીક મહત્વની વાતચિત કરવાની છે. જીગર! તું હવે નાટકમાં નોકરી કરે એવી મારી ઇચ્છા નથી."

રાધાએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું:–"જો નોકરી ન કરૂં તો મારે મારૂં તથા મારી માતાનું ગુજરાન કેવી રીતે ચલાવવું?"

વિનોદે કહ્યું:–"એ માટે તું ચિંતા કરીશ નહિ. હવેથી દર માસે મારા તરફથી પાંચસો રૂપિયાની રકમ તને મળ્યા કરશે. તે ઉપરાંત એક બે દિવસમાં આપણે કોટમાં જઈ કોઇ સારા ઝવેરીને ત્યાંથી તને મનગમતાં પાંચેક હજાર રૂપિયાનાં ઘરેણાં લઈ આવીશું. આટલી વ્યવસ્થા થયા પછી નાટકની નોકરી છોડી દેવાને તો હરકત નથીને?"

"ના-ના, મારા કૉન્ટ્રેકટની મુદત પણ એક માસ પછી પૂરી થાય છે; પરંતુ હું નોકરી છોડી તમારા આશ્રયમાં રહું અને ભવિષ્યમાં કદાચ તમે મારો ત્યાગ કરો તો મારી કેવી દશા થાય?" રાધાએ ભવિષ્યનો વિચાર કરી ભીતિનું કારણ દર્શાવ્યું.

"એટલા માટે જ હું તારા સંબંધી બધી ચોક્કસ વ્યવસ્થા કરીશ."

"તમે મને તમારે બંગલે લઈ જઇને રાખો તો શી હરકત છે?" રાધાએ પોતાની ઇચ્છા પ્રકટ કરી.

"પેર મારી સ્ત્રીનો સ્વભાવ ઘણો વિચિત્ર છે. હું હમેશાં તારી સાથે એકાન્તમાં પ્રેમરસનો સ્વાદ ચાખવા ઇચ્છું છું. વળી તું મારા બંગલામાં આવીને રહે તો તેથી સગાં સંબંધીઓ અને ઓળખીતાંઓ મારી નિંદા કરે તથા તેથી આપણને બન્નેને દુઃખ થાય!" વિનોદે નારાજી દર્શાવી.

"તમારી સ્ત્રીનું નામ શું છે?"

"સુલોચના."

"તે બહુ ખૂબસૂરત છે કે?"

"તારા જેવી તો નહિજ."

"તે તમને ચ્હાય છે?"

"કેવી રીતે ચ્હાવું તે એ જાણતીજ નથી."

વિનોદને આવી વાતમાં રસ પડતો નથી એવું જાણી રાધાએ વાત ફેરવી કહ્યું:–"તમારૂં સૌંદર્ય પણ હરકોઇ સુંદરીનું મન હરી લે તેવું છે."

"હશે કદાચ."

વાર્ત્તાલાપમાં શિથિલતા આવતી જોઈ રાધાએ પુનઃ વિનોદચંદ્રને પોતાના હાથે સુરાપાન કરાવ્યું. લગભગ ચારેક વાગ્યે આ આશકમાશુક શય્યાવશ થયાં.

* * *

રાધા ઘણી ચાલાક નટી હતી. કામિની ચરિત્રમાં તે પારંગત હોવાથી ટૂંક સમયમાં જ તેણે વિનોદચંદ્રને વશ કરી લઇ તેની સંપત્તિથી મોજ–મજાહ ઉડાવવા માંડી. મહાલક્ષ્મી ઉપર આવેલો વિનોદચંદ્રનો બંગલો હવે મુખ્યત્વે કરીને બંધ રહેતો હતો. એ બંગલામાં ઇશ્વરદાસના

હાથે ખૂન થયું ત્યારથી સુલોચના પણ એમાં એકલી રહેતાં ડરતી હતી. નિરૂપાયે તે પોતાના પિતાના આશ્રયમાં જઈ રહી હતી.

બીજી તરફથી વિનોદચંદ્રે વાલકેશ્વર ઉપર એક સુંદર બંગલો ભાડે લઈ તેમાં તેણે રાધાને રાખી હતી. રાધાની જન્મદાયિની સદા પોતાના અસલના રહેઠાણે રહેતી હોઇ વિનોદચંદ્ર તરફથી તેને માસિક સો રૂપિયાની રકમ મળ્યા કરતી હતી.

હવે રાધાનો ઠાઠમાઠ ઘણો વધી ગયો હતો. વિનોદ તેની હરેક ઇચ્છા પૂર્ણ કરતો હતો. પાણીની માફક પૈસા ઉડાવતો હતો. લોકલાજનો ત્યાગ કરી તે રાધાની સાથે છડેચોક શહેરમાં ફરવા નીકળતો હતો.

રાધા ચાલાકીથી વિનોદ પાસેથી પુષ્કળ રકમ મેળવતી હતી તથા એ બધી રકમ તે પોતાના નામ ઉપર બૅંકમાં જમા કરાવતી હતી. કોઈ કોઇ વખતે ગુર્જર હિતવર્દ્ધક નાટક કંપનીનો પેલો નંદકુમાર નામનો એકટર વિનોદચંદ્રની ગેરહાજરીમાં રાધાને ત્યાં આવી જતો હતો. પછી ધીમે ધીમે તેણે વિનોદચંદ્ર સાથે મિત્રાચારી કરી લીધી. નંદકુમારની સોબતથી વિનોદચંદ્ર અને રાધા ઘોડદોડની શર્તના દિવસોમાં મુંબાઈ તેમજ પુના જવા લાગ્યાં અને મોટા મોટા દાવ લગાવી વિનોદચંદ્ર પોતાની તિજોરીનું તળીયું સાફ કરવા લાગ્યો.

એક વર્ષ જેટલા સમયમાં તો વિનોદચંદ્રે લગભગ બે લાખ રૂપિયાનું પાણી કરી નાખ્યું. તિજોરી સફાચટ મયદાન થઇ જવા આવી. છતાં એ મૂર્ખમતિ સાવધાન થયો નહિ. દેવું કરીને પણ તે મોજ–મજાહ ઉડાવવા લાગ્યો. અંતે એક વખતે તેણે રાધા પાસે દશહજાર રૂપિયાની માગણી કરી. એ વખતે બેન્કમાં રાધાના નામ ઉપર પચીસેક હજાર રૂપિયા હોવા છતાં તેણે વિનોદને એક પાઈ પણ આપી નહિ. પરિણામે આશક માશુક વચ્ચે ભયંકર તકરાર થઇ. રાધા વિનોદના

સહવાસનો ત્યાગ કરી તેની માતા પાસે જઈ રહી. હજી સૂધી નંદકુમાર સાથેનો તેનો ગુપ્ત પ્રેમ સંબંધ ચાલુ હતો.

લેણદારોએ વિનોદચંદ્રના નામ ઉપર ફરિયાદો નોંધાવી; મિલકત ફના થઇ ગયેલી હોવાથી તે લેણદારોને પૈસા ચુકાવવાને અશક્ત હતો. આવા દુઃખદ પ્રસંગે પતિપ્રાણા સાધ્વી સતી સુલોચનાએ પોતાનાં ઘરેણાં ગાંઠાં વેચી નખાવી પતિને જેલમાં જતો બચાવ્યો. છેવટે સામાન્ય સ્થિતિમાં પત્ની સાથે રહી વિનોદ પોતાના દિવસો પસાર કરવા લાગ્યો. ભૂતકાળનો સ્વપ્ન સમાન વિભવ વિલાસ ચાર દિવસની ચાંદની માફક અદૃશ્ય થઈ ગયો. સ્થિતિમાં આવો ફેરફાર થવા છતાં સુલોચનાની પતિભકિતમાં લેશ માત્ર ન્યૂનતા આવી નહિ. ઉલટું પતિને ઓછું ન આવે એવી સંભાળથી તે વિશેષ પ્રેમથી પોતાનો ઘરસંસાર ચલાવવા લાગી.

લક્ષ્મી એવી વસ્તુ છે કે, તે જેવા માર્ગથી આવે છે તેવાજ માર્ગે ચાલી જાય છે. નંદકુમારની સલાહથી રાધાએ પોતાના જે રૂપિયા બેંકમાં જમા કર્યા હતા તે ખરચી એક નાટક કંપની ઉભી કરી; પરંતુ છ માસમાં જ એ નાટક કંપની રામશરણ થઇ ગઇ અને રાધા પાછી એક ઉર્દુ નાટક કંપનીમાં માસિક ત્રણસોના પગારથી નોકરી કરવા લાગી. નંદકુમાર પણ ગુર્જર હિતવર્દ્ધક નાટક મંડળીની નોકરી છોડી રાધાવાળી કંપનીમાં નોકર તરીકે જોડાયો.



# WHITE LANE—યાને—જીવતું દોજખ.

## (૧)

ગોખલેનું હોટેલ મૂકયા પછી કૉર્નર ગ્રાન્ટરોડથી મઝગામ જતી ટ્રામનો રસ્તો હવે આપણે લેવાનો છે. રસ્તાની ડાબી બાજુએ આવેલી લગભગ બે ફર્લાંગ જેટલી જગ્યામાં બે થીએટરો અને ઇસ્લામી હૉટેલો આવેલી છે. જમણી બાજુએ એક સિનેમાનું થીએટર તથા પરચુરણ સામાનની દુકાનો આવેલી છે. ડાબી બાજુએ આવેલી ઈસ્લામી હૉટેલો આગળ ફુટપાથ ઉપર પડેલી બેન્ચો ઉપર બેસી રાતના વખતે કેટલાક વિકટોરિયાવાળાઓ મોટરકારના શોફરો અને ઘરબાર વિનાના લહેરી લાલાઓ કોરમો અને કડી ચાવલ ખાતા નજરે પડે છે. ડાબી બાજુના છેડા ઉપર આવેલી મહમ્મદી હોટેલ પાસેથી આ White Lane અથવા તો સફેદ ગલીની શરૂઆત થાય છે. આ ગલી યૂરોપીઅન, ક્રિશ્ચિયન, જાપાનીઝ, ચીનાઈ, દક્ષિણી ઘાટણો, ગોવાનીઝ, મુસલમાન, હિંદુ, તેમજ જુદી જુદી જાતિઓની ન્હાની મ્હોટી વારવિલાસિનાઓથી ભરપૂર છે. આ ગલીનો દિવસનો દેખાવ ખાસ ધ્યાન ખેંચી શકતો નથી. પરંતુ રાતના આઠ વાગ્યાથી બે વાગ્યા સુધીનો એનો દેખાવ ઘણો આશ્ચર્યજનક હોય છે. વિકટોરિયાઓ, મોટરો, ટેક્ષીઓ વગેરેની દોડાદોડ જતા આવતા માણસોને ગભરાવી મૂકે એવી હોય છે. હેલપાટીવાળા, આખો દિવસ નોકરી કરી પસીનો ઉતારી બે રૂપિયા કમાનારા, બ્હાર ગામથી મુંબઇ જોવા આવેલા કેટલાક ગામડીઆ, કૉલેજમાં અભ્યાસ કરનારા વગેરેથી માંડીને મોટા યૂરોપીઅનો, ક્રિશ્ચિયનો, જાપાનીઝો, સોનારૂપા ને ચાંદીનો, ધંધો કરનારા મારવાડીઓ, ઉંચા પગારદાર હિંદુઓ, પરદેશથી આવેલી સ્ટીમરોના બ્લ્યૂ પોષાકના ખલાસીઓ વગેરે પણ આ ગલીમાં નજરે પડે છે. કામદેવના આ ખુલ્લા જાહેર બઝારમાં લાજલજ્જાનું ચિહ્ન સુદ્ધાં નથી.

હવસનાં પુતળાં નરકની ખાણમાં જાણે સ્વર્ગનું સુખ ભોગવવા આતુર બન્યાં હોય એવા ભાવનો ત્યાં વિસ્તાર થયેલો જોવામાં આવે છે તથા એ દેખાવ જોતાં આ પૃથ્વી ઉપર જ જીવતાં દોજખનું અસ્તિત્વ હોય હોય એવો સ્પષ્ટ ભાસ થાય છે.

મુખ્યત્વે કરીને શનીવારે રાત્રે આ પ્રેમનું બજાર વિશેષસર ગરમ રહે છે. આઠ આનાથી માંડી પચીસ પચાસ રૂપિયાનું પાણી કરી નાખવા નિકળેલા વિલાસી કામોન્મત પુરૂષો તીક્ષ્ણ કાકદૃષ્ટિથી પોતાના હવસનું પાત્ર શોધતા નજરે પડે છે.

રસ્તે જતાં તમે જો કે કોટ, પેન્ટ, કૉલર, ટાઈ આદિ વિદેશી વસ્ત્રોમાં સજ્જ હશો તો 'Come here! Dear! Come on!' એવાં શબ્દોથી જીવતા દોજખની પુતળીઓ તમારૂં સ્વાગત કરતી તમારી વિકટોરીયા ઉપર દોડી આવશે અને જો તમે પગે ચાલતા હશો તો તમારી બગલમાં ભરાશે. આ વખતે એ નાની મોટી સુંદરીઓના મુખ ઉપર તમે પફપાઉડરના લપેટા જોઈ શકશો. બગલગિરી કરવા આવેલી સુંદરી તરફ ભુલ્યે ચુકયે જો તમે સહજ સ્મિત કરશો તો તે તમારા અંગને અંગ અડાડી તમારી નાઇટ કૅપને ઉંચકી જઇ તમને પોતાની પાછળ આવવાની ફરજ પાડશે.

ગલીની શરૂઆતમાં ડાબી બાજૂએ બે મજલાનું એક જીર્ણ શીર્ણ મકાન છોડયા પછી બેઠા ઘાટના ચાર પાંચ મકાનો આવેલાં છે. એ મકાનો કિંવા વિલાસ મંદિરની વિલાસિનીઓ બાલને સમારી, છાતીની ઉપરનો ભાગ ઉઘાડો રહે એવા રતિરસોત્પાદક બિભત્સ પોષાક પહેરી બ્હારના ભાગમાં આરામખુરસીઓ ઉપર આડી પડી હશે અગર તો શિકારને જલ્દી ગિરફતાર કરવાના હેતુથી ઓટલામાંજ કિવાડ માર્ચ કરતી હશે.

થોડે દૂર આગળ વધતાં જમણા હાથ તરફ ચીનાઓનું જુગારખાનું આવેલું છે. ચીનાઓના ધર્મશાસ્ત્રમાં જુગાર રમવાની છૂટ હોવાથી બ્રિટિશ ગવર્નમેન્ટ તેમના એ વ્યવસાયની આડે આવતી નથી; પરંતુ એ જુગારખાનામાં ચીનાઓ સિવાય બીજી કોઇ કોમના માણસથી દાખલ થઇ શકાતું નથી. એ જુગારખાનાની સ્હામે રસ્તા ઉપર જ બે ત્રણ ચીનાઇ અને જાપાનીઝ હૉટેલો આવેલી છે. ત્યાંથી આગળ વધતાં સાબરમતી, યરોડા કે ડુંગરીની જેલની લોખંડના સળીઆવાળી બેઠા ઘાટની કોટડીઓ નજરે પડશે. કેરોસીન લૅમ્પના ઝાંખા પ્રકાશમાં કેટ-લીક ડાકણો અર્થલોલુપ દૃષ્ટિથી 'ઇકિડે યે' 'કુઠે જાતો ?' એવા પોકાર કરી જાણે તમારી દયા ઉપર દહાડા ગુજારતી હોય એવો ભાવ દર્શાવશે. આસપાસ આવેલી કામાટી પુરાની નાની મોટી કદરૂપા અંગ-વાળી પિશાચિનીઓ બિભત્સ હાવભાવ દર્શાવતી તમારી પાસે આવશે. એ વખતે જો તમે તમારા મનનો સહજ પણ કાબૂ ગુમાવ્યો તો તમારો તબેલો સાફ થઈ ગયેલો સમજવો.

વાંચક ! જોગજોગે તું એવી કોઈ પિશાચિનીના પંઝામાં ફસાયો તો તે તને નજીક આવેલા પોતાના બ્લૉકમાં લઈ જશે. બેઠા ઘાટનું વગર માળનું એ મકાન ત્રણ ભાગમાં વહેંચાયલું હશે. બંદીખાનાની જાળી ઉઘાડી અંદર પ્રવેશ કરતાં તને ડાબા કે જમણા હાથ તરફ એક માસિક ચાર રૂપિયાના ભાડાના પલંગની નીચે શેતરંજી ઉપર તું એક પ્રૌઢ ઉમરની સ્રી તથા પુખ્ત ઉમરનો એક મવાલી જોઇ શકીશ. એ પ્રૌઢા સ્રીની આંખોમાંથી ક્રોધ અને રોષનો ભાવ દેખાશે. બંને ગાલ ઉંડા ઉતરી ગયેલા જણાશે. પાનપટ્ટીના તથા તમાકુ ચુનાના સતત ઉપયોગને લીધે થુંકદાની ભરાઈ જવા ઉપરાંત દિવાલ ઉપર પણ ડાઘ પડેલા દેખાશે. દિવાલને અડતી એક રમની બાટલી અને બે ચીનાઈ ટીગ્લાસ પડયાં હશે. જે મવાલીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે

જાણે નરકમાંથી સાક્ષાત્ શયતાન તરીકે ફુંટી નીકળ્યો હોય એવો નજરે પડશે. એ પિશાચરૂપધારી શયતાન કુકર્મોને ઉત્તેજન આપનાર હયવાન હોય અથવા જીવતો પશુ હોય તેમ લાગશે. ચોરી, લુચ્ચાઈ, મારફાડ અને છેવટે ખૂન ખરાબી કરવામાં પણ તે પાછી પ્હાની કરશે નહિ. તેની ઉંડી ગયેલી આંખોમાં વચ્ચે એક પ્રકારની વિલક્ષણ ભયંકરતા તરી આવશે. તેની પાસે પડેલો ગંજીફો જુગાર રમવાની તેની કુટેવનો પરિચય કરાવશે. એ મવાલી આ દેહવિક્રય મંદિરનો રક્ષક ગણાય છે. તે ચોવીસે કલાક પોતાના એ પાપ મંદિરમાં પડયો પાથર્યો રહે છે.

મુંબાઇ શહેરમાં કાયદા પ્રમાણે લંડન હોટેલ રેલ્વે હોટેલ વગેરે કેટલીક હોટેલો રાતના બાર વાગ્યે બંધ થઈ જાય છે અને ત્યાર પછી વ્યસની મદ્યપી મનુષ્યો પેય સામગ્રી મળી શકતી નથી; પરંતુ આ સફેદ ગલીમાં કેટલાંક એવાં સ્થળો છે કે જ્યાં આખો દિવસ અને આખી રાત વ્યસની પદાર્થો મળી શકે છે. ફર્ક માત્ર એટલોજ છે કે, એવા સ્થળે બજારભાવ કરતાં દોઢી કે બમણી કિમ્મત આપવી પડે છે.

આ લખનારના જાણવા પ્રમાણે વારયોષિતાઓના વ્યવસાય માટે રાતના બાર વાગ્યા સુધીનો વખત નક્કી થયેલો છે; આમ છતાં કેટ-લીક વિલાસીનીઓ જો તેમને મ્હોં માગ્યા પૈસા મળે છે તો કાયદાનો ભંગ કરી ઇચ્છાનુસાર વર્તે છે ઉપર જે બ્લૉકનું વર્ણન કરી ચુકયા છીએ તેવા એક એક બ્લૉકના બબ્બે ત્રણ ત્રણ ભાગમાં ત્રણથી ચાર વિલાસીઓનો મુકામ હોય છે. કેટલીક વખતે તો એક ખંડમાં બંને બાજુએ બે આસન આવેલાં નજરે પડે છે!

કૉર્નર ગ્રાન્ટરોડના પ્રસંગમાં વારયોષિતાઓનું જે વર્ણન અમે કરી ગયા છીએ તેવું અત્રે પણ સમજવાનું છે. White Lane માં કિંવા આ જીવતા દોજખમાં ફરનાર પુરૂષો અને ત્યાં રહેતી વિલાસિ-નીઓનો સેંકડે લગભગ નેવું ટકા જેટલો ભાગ ગરમીનાં ચેપી દર્દોનો

ભોગ થઇ પડેલો હોય છે. પાશવવૃત્તિને વશ થઇ અનેક સ્ત્રી પુરૂષો અધમાચાર આચરી પોતાના સમસ્ત જીવનની પાયમાલી અને ખાનાખરાબી કરી નાખી પરિણામે અપાર દુ:ખ ભોગવે છે.

આ સ્થળે બનતા કેટલાક રોમાંચક અદ્દભુત પરંતુ યથાર્થ બનાવો હવે અમે વાર્તારૂપે વર્ણવીશું.

( ૨ )

શીયાળાની રાત્રિ હતી. રાત્રિના લગભગ આઠ વાગ્યા હતા. ઠંડો પવન ફુંકાતો હતો. White Lane અથવા સફેદગલીનું બાજાર સરગરમ બની ગયું હતું. અમે એ ગલીનું રાતના સમયનું વર્ણન કરી ચુકેલા હોવાથી તેનો અત્રે પુનરૂલ્લેખ કરવાની જરૂર નથી.

એવામાં એક ટૅક્ષીએ એ ગલીમાં પ્રવેશ કર્યો. ટૅક્ષી ગલીમાં પ્રવેશ કર્યા પછી ધીમી ગતિથી ચાલવા લાગી. ટૅક્ષીમાં એક ગુજરાતી તરૂણ અપ-ટુ-ડેઇટ પોષાકમાં સજ્જ થઇને બેઠો હતો. તેનું માથું ખુલ્લું હોઈ બાબરીના વાળ હવાના સપાટાઓ સાથે ઉડતા જોવામાં આવતા હતા. તેની પાસેની સીટ ઉપર એક ગરમ ઓવરકોટ, બૅંગ્લોર ટોપી પડયાં હતાં. તેના હાથ ઉપર ઝેનેથ કંપનીનું એક સોનાનું ઘડીઆળ હતું. તેનું શરીર પ્રમાણસર તેમજ દેખાવડું હતું. શરીર ઉજ્વળ ઘઉંવર્ણું હતું. તેની ઉમ્મર લગભગ ત્રીસેક વર્ષની લાગતી હતી.

ટૅક્ષી ગલીના પેલી તરફના નાકા ઉપર ફોરાસ રોડના રસ્તે જઇ પહોંચી એટલે શૉફરને તરૂણે થોભવાની આજ્ઞા કરી. ટૅક્ષી ઉભી રહી એટલે ડાબા હાથમાં ઓવર કોટ લઈ ટોપી પહેરી તરૂણ નીચે ઉતર્યો તથા રૂલ પ્રમાણે ભાડું ચુકવી શૉફરને રજા આપી દીધી.

તરૂણ ટ્રામના રસ્તા ઉપર જમણા હાથે આવેલા એક ત્રણ મજલાના મકાનમાં ગયો તથા ઝડપથી દાદર ચઢી તે ત્રીજે માળ જઈ

પહોંચ્યો. એ વખતે લગભગ અઢારેક વર્ષની એક રૂપસુંદરી તેનું સ્વાગત કરવા દાદર પાસે આવીને ઉભી રહી હતી. બન્નેનું નેત્રમિલન થતાં બન્નેએ નેત્રકટાક્ષ ફેંકી સ્મિતહાસ્ય કર્યું. પછી તરુણનો હાથ પકડી નવયુવતી તેને પોતાના બ્લૉકમાં લઇ ગઇ. એ બ્લૉક બે નાના ઓરડા અને એક ઓરડી મળી ત્રણ ભાગમાં વહેંચાયલો હતો. બન્ને ઓરડાની ડાબા હાથ તરફની બારીઓ જાહેર રસ્તા ઉપર પડતી હતી. વિજળીની બત્તી તથા પંખાઓની બન્ને ઓરડામાં વ્યવસ્થા હતી. અંદર પ્રવેશ કરતાં જે ઓરડો પહેલો આવેલો હતો એ ઓરડાની સાજસજ્જા ચિત્તાકર્ષક, રતિરસોત્પાદક અને વિલાસિતાથી ભરપૂર હતી. દિવાલને અડતાં બે સુંદર કાચનાં કબાટો હતાં. મધ્યભાગમાં એક રાઉન્ડ ટેબલ હોઇ તેની આસપાસ ચારપાંચ ખુરસીઓ પડેલી હતી. રસ્તા તરફ પડતી બારીઓ તરફ બે ખુણે બે નેતરની આરામ ખુરસીઓ હતી. એક નાના ટેબલ ઉપર પાનદાની, થુંકદાની વગેરે સામગ્રી ગોઠવી રાખેલી હતી. ઉંચે દિવાલ ઉપર શ્રૃંગારભાવ પરિપૂર્ણ કેટલીક દેશી વિદેશી છબીઓ વ્યવસ્થાપૂર્વક ટાંગેલી હતી. રસ્તા ઉપર પડતી બારીઓ ઉપર ફૅન્સી પર્દા ઝૂલી રહ્યા હતા. એ ઓરડાના મધ્ય ભાગમાં આવેલા બારણામાંથી બીજા ઓરડામાં જઇ શકાતું હતું. એ ઓરડામાં બારીની નજીકજ એક બાજૂએ એક છત્ર પલંગ બીછાવેલો હોઈ તેના ઉપર મચ્છરદાની નાખેલી હતી. પલંગપરનું બિછાનું સર્વથા સ્વચ્છ હતું. પલંગની સ્હામે એક મોટો બીલોરી કાચનો આયનો હતો. આયના નીચે એક કાષ્ઠાધાર ઉપર સુગંધિત તેલની શીશી, બે કાંસકીઓ વગેરે કેશ વ્યવસ્થાની વસ્તુઓ પડેલી હતી. એ ઉપરાંત ત્યાં રસોઇ કરવાનાં સાધનો તથા બે ત્રણ પિત્તળના પાણીથી ભરેલા ગોળા, પિત્તળની બાલ્ડી, સ્ટવ વગેરે વ્યવસ્થાપૂર્વક ગોઠવી રાખ્યું હતું. જે ઓરડીનો ઉલ્લેખ અમે કર્યો છે તે બાથરૂમ (સ્નાનગૃહ) તરીકે ઉપયોગમાં આવતી હતી.

અત્રે અમે આવેલા તરૂણની ઓળખાણ આપીશું એ તરૂણ બીજો કોઈ નહિ; પરંતુ રાત્રિ રહસ્યના લેખક શરૂઆતમાં હીરાલાલનામક બૅરીસ્ટરનો અમે વાંચકોને પરિચય કરાવ્યો છે તેજ હતો. એક બ્રિફલેસ બૅરીસ્ટર તરીકે તે પ્રખ્યાત હતો. આમ છતાં મહિને દિવસે તે ત્રણસો ચારસો રૂપિયા જેટલી રકમ પેદા કરી શકતો હતો. સંસારનું કોઇ જાતનું બંધન નહિ હોવાથી તથા ન્યાતજાતમાં લેશ માત્ર પ્રતિષ્ઠા નહિ હોવાથી તે 'ફક્કડરામ ગિરધારી' હતો. તે જેટલું કમાતો તેટલું ખરચી નાખતો હતો.

આ પરિચ્છેદમાં જે વિલાસનીનો અમે પરિચય કરાવીએ છીએ તેની સાથે હીરાલાલની ઓળખાણ તેના એક મિત્રે બે ચાર દિવસ ઉપર કરાવી હતી.

એ નવયુવતીનું નામ કમળા હતું. તે દેખાવમાં ઘણી ખૂબસૂરત હતી. તેના બન્ને હાથ ઉપર બબ્બે સોનાની બંગડીઓ, કંઠમાં એક સોનાની મોહનમાળા અને પગમાં ફૅન્સી સાંકળાં હતાં. તેની બન્ને હથેળીઓ તથા પગની પાનીઓ મેંદીથી રંગાયલી હતી. પોતાના લાંબા ચોટલાની સુગંધિત તેલ નાખી તેણે વેણી ગુંથી હતી. બન્ને હાથમાં સુવર્ણની બંગડીઓ ઉપરાંત મોગરાનાં પુલોના ગજરા હતા. તાત્પર્ય કે તેનું રૂપસૌન્દર્ય ઘણું આકર્ષક હતું.

હીરાલાલે અંદર પ્રવેશ કરી એક આરામ ખુરસી ઉપર સ્થાન લઇ સિગારેટ સળગાવી. કમળાએ રાઉન્ડ ટેબલ પાસેની એક ખુરસી ઉપર બેસી હાસ્યમુખે પાન બનાવવા માંડ્યું.

સિગારેટ પીતાં પીતાં હીરાલાલે કહ્યું:–"કમળા ! આજે બ્હાર ફરવા જઇશું કે ?"

"જેવી તમારી ઇચ્છા. તમે મને જ્યાં લઇ જાઓ ત્યાં હું તમારી સાથે આવવાને તૈયાર છું." કમળાએ એક ભેદક કટાક્ષ ફેંકી કહ્યું:

હીરાલાલે કાંડા ઉપરના ઘડીઆળમાં જોઈ કહ્યું:-"હજી સાડા આઠ વાગ્યા છે. વિક્ટોરિયા લઇ બે એક કલાક ફરી આવ્યા પછી આપણે શાન્તિથી શયન કરીશું."

"ભલે, હું તૈયારજ છું." આમ કહેતાં કમળાએ એક પાન હીરાલાલના હાથમાં મૂક્યું અને બીજું પાન પોતે ખાધું.

થોડા સમયમાંજ હીરાલાલ અને કમળા મકાનની બ્હાર નીકળી રસ્તા ઉપર આવ્યાં અને એક વિક્ટોરીઆમાં બેઠાં. કમળાએ કહ્યું:- "આવી ઠંડીમાં બ્હાર જવા કરતાં સીનેમા જોઈ આવીએ તો કેવું?"

"તારી મરજી હોય ત્યાં જઇએ. તને ઇંગ્લીશ ફિલ્મ જોવી ગમે છે?"

"એમાં મને વિશેષ સમજ પડતી નથી. હમણાં પેલી પતિભક્તિની દેશી ફિલમ આવી છે તે આપણે જોઇ આવીએ."

દેશી ફિલમો જોવાનો હીરાલાલને કંટાળો હોવા છતાં તેણે કહ્યું:- "ચાલો ત્યાં જઇએ."

વિક્ટોરિયા ચાલૂ થઇ ને સાથે હીરાલાલે સીનેમાની વાત આગળ ચલાવતાં કહ્યું:-"અમેરીકા અને ઇંગ્લેન્ડનું અનુકરણ કરી આજ કાલ હિંદુસ્તાનમાં પણ કેટલાક માણસો સીનેમા કંપનીઓ કાઢે છે; પરંતુ જોઇતા જ્ઞાનના અભાવથી દેશી ફિલમોમાં એવો છબરડો વાળવામાં આવે છે કે, જેમાં શકયાશકયનું સ્થાનજ ન હોઇ શકે. ગાડરીઆ પ્રવાહ જેવી પ્રજાને ચમત્કારિક બનાવો બતાવી પૈસા કેમ પ્રાપ્ત કરવા એ હેતુને વશ થઈ સીનેમા કંપનીઓ આજકાલની નાટક કંપનીઓ કરતાં પણ વિશેષ અધમ સ્થિતિને પ્રાપ્ત થઇ છે. આજ કાલનાં ઘણાંખરાં નાટકોમાં, રેંટીયો સુદર્શન ચક્ર, ખાદી, ધડ પૂંછડા વગરનો સ્વદેશાનુરાગ, વિશુદ્ધ પ્રેમને બદલે હવસના પોકાર જેવી રીતે જોવામાં આવે છે તેવીજ રીતે

દેશકાળ, પરિસ્થિતિ અને સંયોગો લક્ષ્યમાં રાખ્યા સિવાય સીનેમામાં પણ એરોપ્લેન, ઘોડદોડની શર્ત, મોટરોની દોડાદોડની હરિફાઇ, દારૂનાં પીઠાં વગેરે બતાવવામાં આવે છે."

કુતૂહલને વશ થઈ કમળાએ કહ્યું:–"ત્યારે શું બધી હિંદી ફીલમ કંપનીઓ એવી છે?"

હીરાલાલે કહ્યું:–"ના, અપવાદરૂપે માત્ર આંગળીને ટેરવે ગણાય એટલી સિનેમા કંપનીઓ સારૂં પ્રશંસનીય કાર્ય કરે છે. એમાં મહારાષ્ટ્ર ફિલમ કંપની મુખ્ય હોઈ તેના ચાલકો સારા અનુભવી છે."

આ વાતમાં કમળાને વિશેષ રસ પડતો નહિ હોવાથી તેણે કહ્યું:–"હશે ગમે તેમ હો; આપણે ક્યાં ત્યાં આખી રાત બેસી રહેવું છે?"

વિકટોરીયા થીએટર આગળ જઈ પહોંચી. બન્ને નીચે ઉતર્યાં. હીરાલાલ ટીકીટ કઢાવી કમળાની સાથે બૉક્ષમાં જઇને બેઠો.

બે કલાક પછી બંને જણાં પાછાં મુકામ ઉપર આવ્યાં હીરાલાલે બજારમાંથી હેનેસી થ્રી સ્ટાર્સની એક પાઇન્ટ ખરીદી લીધી હતી. મુકામ ઉપર આવ્યા પછી હીરાલાલે અને કમળાએ સુરાપાન કર્યું. કમળાની દાસીએ રસોઇ તૈયાર કરી રાખી હતી. સુરાપાન કરી બંનેએ જમી લીધું. દાસી બહાર છજામાં સૂઈ રહી. કમળાએ અંદરથી દ્વાર બંધ કરી દીધું.

પાન ખાતાં ખાતાં હીરાલાલે કહ્યું:–"કમળા! તારા જેવી એક ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલી રૂપવતી સુંદરી આવા અધમ વ્યવસાયમાં શા માટે પડી છે એ જાણવા માટે મારૂં મન અધીરૂં બની ગયું છે. તું મને એક વખત તારી જીવનકથા કહી સંભળાવ. ભવિષ્યમાં તારે આવો અધમ વ્યવસાય ન કરવો પડે, તથા તું શાંતિમાં રહી તારા જીવનનો નિર્વાહ કરી શકે એવી ગોઠવણ કરવાની મારી ઇચ્છા છે; પરંતુ તારા જીવનની સઘળી સત્ય હકીકત મને કહેજે. તારે માટે મારા

અંતરમાં ઘણો પ્રેમ ઉપજેલો હોવાથી, સંયોગોને વશ થઇ તેં ગમે એવાં અનુચિત કાર્યો કર્યાં હશે તો પણ હું તે તરફ લક્ષ્ય આપનાર નથી.''

કમળાએ હીરાલાલની નજીક બેસી પોતાની જીવનકથા કહેવાની શરૂઆત કરીઃ–"હું પરમ પ્રભુ શ્રી રણછોડજીના તીર્થધામ ડાકોરમાં બ્રાહ્મણ કુળમાં જન્મી હતી. મને નાની ઉમ્મરની મૂકી મારા પિતા પરલોકવાસી થયા હતા. મારી માતા યજમાનવૃત્તિ કરીને અમારા ઘરસંસારનું ખરચ ચલાવતી હતી. મારો વિવાહ ડાકોર ગામમાં જ કરવામાં આવ્યો હતો. મારી સાસુ અને નણંદનો સ્વભાવ ઘણો ક્રોધી તેમજ ઉગ્ર હતો. તેઓ મને જોઈ બળી જતી હતી. બીજી તરફથી હું ઋતુધર્મમાં આવી ગયેલી હોવાં છતાં કજોડાને લીધે રતિસુખથી વંચિત રહેતી હતી. મારા પિયરમાં તેમજ સાસરે હરેક માસની પુનમના અરસામાં ઘણા યજમાનો દેવદર્શન કરવા આવતા હતા. તથા તેઓમાંના બે ચાર નવયુવકોનાં નેત્રો શિકારી જેવાં તીક્ષ્ણ હોવા છતાં હું મારા ધર્મથી લેશ માત્ર ચલિત થઇ નહોતી.

"એવી સ્થિતિમાં બે વર્ષ જેટલો સમય પસાર થઈ ગયો. મારા પતિની ઉમર બાર વર્ષની થઇ; છતાં સંસાર સુખ કોને કહે છે એ વિષયનું તેને બિલકુલ જ્ઞાન નહોતું. માતા તથા બ્હેનની શીખવણીને વશ થઈ તેણે વગર વિચાર્યે મારા ઉપર લાકડીઓ ચલાવવા માંડી. મારા સસરા એકમાર્ગી અને ઘર સંસારની ખટપટોથી વિરક્ત રહેતા હોવાથી તેમણે કોઇપણ વિષય તરફ ધ્યાન આપ્યું નહિ. છેવટે પિયર જવાની મારા માટે મારી સાસુ તથા નણંદે બંધી કરી. સવારથી રાતના દસ અગીઆર વાગ્યા સુધી હું ઘરનું તથા આવતા જતા યજમાનોનું તમામ કામ કરવા લાગી.

"મારી નણંદ મને કોઇ પણ રીતે નિરાંતે બેસવા દે તેમ નહોતી. તે મારા ઉપર ખોટાં આળ ચઢાવવા લાગી. ગોમતી ઉપર પાણી ભરવા જઈ હું ફલાણાની સાથે છુપી રીતે વાતચિત કરૂં છું, ફલાણા પુરૂષ સાથે હું પત્રવ્યવહાર ચલાવું છું એવા તદ્દન અસત્ય કલ્પિત આરોપો મૂકી તે મને જે અસહ્ય દુઃખ દેવા લાગી તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી હું કરી શકું તેમ નથી." આટલું બોલતાં બોલતાંમાં કમળાનું હૃદય ભરાઇ આવ્યું તથા તે મૌન રૂદન કરવા લાગી.

હીરાલાલે આસન ઉપરથી ઉઠી ખીસ્સામાંના રૂમાલથી તેનું અશ્રુજળ સ્વચ્છ કરતાં કહ્યું:-"તું શાંત થઇ બધી હકીકત સ્વસ્થ ભાવથી મને કહી સંભળાવ." આમ કહી તેણે કમળાના કપોળપ્રદેશ ઉપર સહાનુભૂતિસૂચક ચુંબન કર્યું.

કમળા પુનઃ શાંત થઈ કહેવા લાગી:-"હું નિષ્પાપ હોવા છતાં મૂંગે મોડે સઘળું કષ્ટ સહન કરતી હતી. એક બે વર્ષમાં પતિ સમજણો થતાં મારા સકલ દુઃખનો અંત આવશે એવી મને આશા હતી; પરંતુ પતિનો વ્યવહાર દિવસે દિવસે વિશેષ જુલ્મી બનતો ગયો. તે માતા તથા બ્હેનને વશ થઈ હું જાણે ઘરનું એક ઢોર હોઉં એમ માનતો હતો. છેવટે સહુના ત્રાસથી કંટાળી જઈ હું મારે પિયર મારી માતાના આશ્રયમાં જઇને રહી.

"મારા ઉપર ગુજરતા જુલ્મની વાત જાણવામાં આવ્યા પછી સાસરેથી તેડાં આવતાં હોવા છતાં મારી માતા મને સાસરે મોકલતી નહોતી. એવામાં એક એવો ભયંકર બનાવ બન્યો કે, જેથી મારા જીવનની પાયમાલીનો પાયો નખાયો.

"પિયરમાં મારા એક મામા રહેતા હતા. તેમની એક ભત્રિજીને તેમણે મારા કાકાસસરાના છોકરાની સાથે પરણાવી હતી. મારા મામાનું અંગત સગું સંબંધી કોઇ નહિ હોવાથી તેમની ભત્રિજી જડી

તેમની પાસે જે બે ત્રણ હજાર રૂપિયાનો જીવ હતો તેની માલિક હતી. જડીનો ધણી ઘણો બદમાશ અને લફંગો હતો. બ્રાહ્મણ કુળમાં જન્મેલો હોવા છતાં તે જાણે કે પિશાચનો બીજો અવતાર હતો. તે જડીને અનેક પ્રકારે હયરાન કરી 'તારા કાકા પાસેથી અમુક રકમ લાવ.' 'એ ડોસો શા માટે તને ફલાણી વસ્તુ લાવી આપતો નથી?' એવા ઉઘરાણીનાં વાકયો સંભળાવતો હતો. જડી પાસે જે કાંઈ હતું તે બધું તેના ઉડાઉ ધણીએ મોજશોખમાં ઉડાવી દીધું હતું તેથી જડી હવે તેને એક પાઈ પણ આપવાને રાજી નહોતી. તેનો ધણી તેને જ્યારે કાંઈ લાવવાનું કહેતો ત્યારે તે ચોખ્ખો ઉત્તર આપી દેતી હતી કે, મને કાકા કાંઈ આપતા નથી. તથા મને કોઇ વસ્તુની જરૂર પણ નથી. તમને જરૂર હોય તો તમે તેમની પાસે જઇને માગો.'

"હું આ વાત ટૂંકમાંજ પતાવું છું. એક દિવસે જડીના પતિએ જડીના કાકા ઉપર ગુસ્સે ભરાઈ તેને ઘેર જઇ છરીથી તેના ઉપર હુમલો કર્યો. ડોસો ખુલ્લા શરીરે હિંચકા ઉપર બેઠો હતો. બદમાશ નરરાક્ષસ ભત્રિજા જમાઇએ વાઘની માફક તેના ઉપર તૂટી પડી તેના ખભા ઉપર છરીના એક બે ઘા કરી દીધા. ડોસાએ જીવ જવાના ભયથી બૂમ પાડી. પાડોશમાં હું ઘેર હોવાથી મામાની બૂમ સાંભળી હાવરી બાવરી બની તેમને ઘેર ગઈ. મને હાજર થયેલી જોઇ પકડાઈ જવાના ભયથી એ ખૂની નાશી ગયો.

એ બનાવનો પોલિસ કેસ થયો. તેમાં મારી સાક્ષી રાખવામાં આવી. મારી સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી હતી. એક તરફ સાસરિયાં અને બીજી તરફ મામા હતા. જો હું કોર્ટમાં ખરી હકીકત કહીશ તો જીંદગી સુધી મારો ત્યાગ કરવામાં આવશે એવી મ્હારાં સાસરિયાં તરફથી મને ધમકી પણ આપવામાં આવી.

" ખરી રીતે જોવા જતાં મ્હારાં સાસરિયાંએ મારો લાગ તો કરેલોજ હતો એટલે મેં તેમની ધમકીને નહિ ગણકારતાં ન્યાય મંદિરમાં ખરી જુબાની આપી. મારી સચોટ જુબાનીથી ગુન્હો ચોક્કસ પુરવાર થયો. 'જીવલેણ' ઇજા કરવાના ગુન્હા બદલ ગુન્હેગારને પાંચસો રૂપીયાનો દંડ થયો. તે ઉપરાંત પાંચ વર્ષ માટે સારી ચાલચલગતના કોર્ટ તરફથી જામીન માગવામાં આવ્યા.

" આ બનાવથી વિરોધ વધી ગયો. એવામાં દુર્ભાગ્યની વિશેષતાથી મારી માતાનો પણ પરલોકવાસ થયો. સમસ્ત વિશ્વસંસારમાં મારૂં કોઇ રહ્યું નહિ. આ પ્રસંગે મારા શ્વસુરપક્ષ તરફથી મને અનેક પ્રકારે સમજાવી તેમને ત્યાં લઈ જવામાં આવી. મારા માતાનો થોડો ઘણો જીવારો હતો તે પણ ચાલાકીથી તેમણે પોતાને કબ્જે કરી લીધો. આવી રીતે હું પાછી જુલ્મી સાસરિયાંઓની કપટજાળનો શિકાર થઇ પડી.

" આરંભમાં ચાર છ માસ સૂધી તો મને સારી રીતે રાખવામાં આવી. પછી પાછો સાસરિયાંનો જુલ્મ ચાલૂ થયો. મારા ઉપર પુનઃ ઉપરાઉપરી તેઓ ખોટાં કલંક મૂકવા લાગ્યાં. છેવટે હું જીવનથી કંટાળી ગઈ તથા આત્મહત્યાથી જીવનો અંત લાવવાના નિશ્ચયથી હું કૂવામાં પડી.

" જો એ પ્રકારથી મારા દેહનો અંત આવ્યો હોત તો મારે પાપની નરકખાણમાં પડી જીવનને કલંકિત કરવું પડત નહિ; પરંતુ વિધિના વિધાનને અથવા લલાટના લેખને કોણ વૃથા કરી શકે ?

" કુવામાંથી મને જીવતી બ્હાર કાઢવામાં આવી. આખા ડાકોર ગામમાં મારી ચર્ચા થવા લાગી. સાસરિયાંઓએ બ્હાર એમજ કહેવા માંડયું કે, ' એ તો એનું કલંકી મોં બતાવતાં શરમાતી હોવાથી જ કૂવામાં પડી હતી.

"દિવસે દિવસે મારૂં દુઃખ વધવા લાગ્યું. સાસુ, નણંદ અને ધણીનો ત્રાસ મારે માટે અસહ્ય થઈ પડયો. હું જીવનથી કંટાળી ગઇ હતી; પરંતુ આત્મહત્યાથી પણ જીવનનો અંત લાવવાનું કામ મારે માટે કઠિન થઈ ગયું હતું.

"એવામાં મુંબાઇનિવાસી એક તરૂણ મજમાન તરીકે અમારે ત્યાં આવીને ઉતર્યો. બાહ્ય દૃષ્ટિથી એ તરૂણ શાન્ત, શિષ્ટ અને સજ્જન જણાતો હતો. ત્હારના માણસોને મુખે મારા દુઃખની વાત જાણવામાં આવતાં તેણે મને લલચાવવાની માયાજાળ બિછાવી. એ વખતે મને સંસારની કુટિલતા તથા છળપ્રપંચોનો વિશેષ અનુભવ નહતો. એ તરૂણે એકાન્તનો સુયોગ મળતાં મને એમ સમજાવ્યું કે, મુંબાઈમાં આવેલા એક નિરાધાર સ્ત્રીઓના આશ્રમનો તે વ્યવસ્થાપક છે તથા જો હું ગુપચુપ તેની સાથે મુંબાઈ ચાલી જઇશ તો મને આશ્રમમાં આશ્રય મળશે.

"હું દુઃખથી કંટાળી ગયેલી હોવા છતાં મેં તેના કહેવા પ્રમાણે વર્તવું ઉચિત ધાર્યું; છતાં છુપી રીતે મારે શ્વસુરગૃહનો ત્યાગ કરવાનો હોવાથી હું ખુલ્લી રીતે તેની સાથે જઈ શકું તેમ નહતું. આમ છતાં શું કરવું અને કેમ વર્તવું એ સઘળી હકીકત મને કોઇ જાણે નહિ એવી રીતે સમજાવી દઈ દશ દશ રૂપિયાની ત્રણ નોટો તેણે મને ખરચ માટે આપી, આટલી ગોઠવણ કરી આપી ઠરાવેલા દિવસે ચોકકસ વખતે સ્ટેશન ઉપર આવવાનું અભિવચન આપી તે મુંબાઇ ચાલ્યો ગયો.

"બીજી તરફથી મારૂં મન શ્વસુરગૃહનો ત્યાગ કરવા ઉતાવળું બની ગયું હતું. મારાં સાસરિયાંઓએ મારા પર રાક્ષસી જુલમ ગુજારેલો હોવાથી તથા મારી માતા પાસે જે થોડી મિલકત હતી તે લુચ્ચાઇથી તેમણે પચાવી પાડેલી હોવાથી બદલો લેવા માટે મારૂં મન અધીર બની ગયું હતું. એવામાં મને અનુકૂળ સુયોગ મળી આવ્યો. જે દિવસે

૧૩

મુંબાઈ ઉપડી જવાનું નક્કી કરવામાં આવ્યું હતું તેને આગલે દિવસે ડાકોર નજદીક ઉમરેઠ ગામમાં અમારી ન્યાત હતી. શરીર સારૂં ન હોય એવો ભાવ દર્શાવી બપોરથી હું સુવામાં પડી રહી. સાંજે ચાર વાગ્યે સહુ જમવા જવા ગયાં અને હું ઘેર જ રહી. મારાં સાસુ પેટીપટારાઓની કુંચીઓ ક્યાં રાખતાં હતાં તેની મને ખબર હતી. લાગ જોઈ મેં જે પેટીમાં જર જોખમ હતું તે ઉઘાડી તથા તેમાંથી જે કાંઈ મળી આવ્યું તે એક રૂમાલમાં બાંધી લીધું. પછી સંધ્યાકાળના અરસામાં ઘરને તાળું મારી હું સ્ટેશન ઉપર ગઈ. ડાકોર ગામમાં મારાં ઓળખીતાં ઘણાં હોવાથી મને કોઈ ઓળખી શકે નહિ એટલા માટે મેં બુરખો ખેંચ્યો હતો. સ્ટેશને જઈ આણંદ તરફ નહિ જતાં મેં ગોધરાની ટિકીટ કઢાવી તથા એ રાત્રે હું ગોધરા ગઈ.

" પછી ગોધરાથી બારોબાર મુંબાઈ જતી ટ્રેનમાં બેસી ચોથા દિવસે યથા સમયે હું ગ્રાન્ટરોડ ઉપર ઉપસ્થિત થઈ. પેલા તરૂણનું નામ સાંકળચંદ હોઈ તે સ્ટેશન ઉપર હાજર હતો. મારે માટે તેની બહારથી દેખાતી આવી પરોપકારવૃત્તિ જોઈ મારા મનમાં તેને માટે ઘણું માન ઉપજ્યું.

" તમને હું કહી ચુકી છું કે, એ વખતે હું મુંબાઈ શહેરથી તદ્દન અજાણી હતી. મેં વગર વિચાર્યે એ સાંકળચંદને આત્મસમર્પણ કર્યું હતું.

" તે મને પોતાની સાથે ગાડીમાં બેસાડી તેણે અગાઉથી નક્કી કરી રાખેલા સ્થળે લઈ ગયો. એ સ્થળ એકાંતમાં આવ્યું હતું. ત્યાં એક પ્રૌઢ સ્ત્રી હાજર હતી. એ બેઠા ઘાટના ન્હાના મકાનમાં મને મુકામ આપવામાં આવ્યો. પછી પેલી પ્રૌઢા દાસીને કામ અર્થે બહાર મોકલી સાંકળચંદે ગંભીર ભાવથી મને કહ્યું, ' કમળા ! તારા જેવી એક ખૂબસૂરત નવયુવતી નિરાધાર સ્ત્રીઓના આશ્રમમાં રહે એ મને ઠીક

લાગતું નથી. વળી આજ સુધી સંસારસુખનો તને લેશ પણ અનુભવ મળેલો નહિ હોવાથી તારી સ્થિતિ માટે મારા મનમાં દયા આવે છે. વળી જે સ્થળે તારૂં લગ્ન થયું હતું એને ખાસી રીતે લગ્ન કહી શકાય તેમ નથી તથા ખુશી રીતે તું અત્રે ચાલી આવેલી હોવાથી તારાથી પુનઃ ફરીથી જઈ શકાય તેમ નથી. આવી હાલતમાં તારા જેવી એક નિરાધાર બાળાને જીવન પર્યંતના એક સોબતીની ખાસ જરૂર છે એ તું સમજી શકે તેમ છે. જો તું હમેશાંને માટે મારા સહવાસમાં રહેવાને ઇચ્છતી હોય તો હું દરેક રીતે તને મદદ કરવા તૈયાર છું. હું કુંવારો છું, ઈશ્વરકૃપાથી મારી પાસે પૈસા પણ પુષ્કળ છે એટલે જો તું મારૂં કહેવું માનીશ તો આપણે બન્ને આ દુઃખમય સંસારમાં સ્વર્ગીય સુખ ભોગવી શકીશું.

"સાંકળચંદનાં વચનો સાંભળી પ્રથમ તો હું ગંભીર વિચારમાં પડી ગઇ; પરંતુ એ ગંભીરતા વિશેષ સમય સુધી કાયમ રહી નહિ. સ્વાભાવિક રીતે જ સંસારસુખ ભોગવવાનો સમય મળી આવેલો હોવાથી હું મારી ચિત્તવૃત્તિને કાબૂમાં રાખી શકી નહિ તથા તે દિવસથીજ મેં નરકકુંડમાં પ્રવેશ કર્યો.

"વાસનાની પ્રવૃત્તિથી કામલોલતાનું જોર એવું તો વધે છે કે, મનુષ્ય એક વખત તેમાં લપટાય છે એટલે પછી તેમાં જેને દિવસે દિવસે વિશેષ લપટાવાનું મન થાય છે. દિવસનો ઘણોખરો વખત સાંકળચંદ કામકાજનું નિમિત્ત દર્શાવી ગેરહાજર રહેતો હતો તથા રાતના નવેક વાગ્યે તે મારી પાસે આવતો અને સવારે આઠીએક વાગ્યે પાછો ચાલ્યો જતો હતો.

"દિવસે હું અને પેલી પ્રૌઢા દાસી એકલાં જ રહેતાં હતાં. અમારા ખાવાની, મકાન ભાડાની, વાસણ કુસણ તથા બિછાના વગેરેની સઘળી જોગવાઈ સાંકળચંદે કરી આપી હતી. વળી તે અને કોઈ કોઈ દિવસે

અમુક સુંદર વસ્ત્રાલંકાર પણ લાવી આપતો હતો. આમ છતાં સાસરેથી જે ઘરેણાં હું મારી સાથે લઈ આવી હતી તે સંબંધની વાત મેં કોઇને કહી નહોતી. એ ઘરેણાં મેં છુપાવી રાખ્યાં હતાં.

"સાંકળચંદને મદ્યપાન કરવાની ટેવ હતી. સોબતને લીધે તેની ટેવની મને પણ અસર લાગી તથા એ ટેવ પડવાથી મારા વિનાશનો માર્ગ વિશેષ ખુલ્લો થયો.

"સાંકળચંદ સાથેના સહવારમાં એક વર્ષ જેટલો સમય પસાર થઈ ગયો. એ સમય દરમ્યાન તેણે મને દોઢ હજાર રૂપિયાનાં ઘરેણાં ગાંઠાં કરાવી આપ્યાં હતાં. સાંકળચંદ શૅરસટ્ટાનો વેપાર કરતો હોઇ તેને મદ્યપાન કરવાનું વ્યસન લાગ્યું હતું. તથા તેની સોબતને લીધે મને પણ એ વ્યસન લાગુ પડયું હતું. યુવાવસ્થા, સ્વતંત્રતા તથા ઇચ્છીત ભોગવિલાસની પ્રાપ્તિ થતાં મારા હૃદયમાંનું ધર્મબંધન સ્વાભાવિક રીતે જ શિથિલ થતું ગયું હતું; આમ છતાં હું સાંકળચંદ સિવાય બીજા કોઈ પણ પુરૂષના સમાગમમાં આવેલી નહોતી. સાંકળચંદ મારી હરેક ઇચ્છા પૂર્ણ કરતો હતો. રવિવારને દિવસે કે તહેવારે તે મને જૂદાં જૂદાં જોવા લાયક સ્થળોએ તથા હવા ખાવાનાં સ્થળોએ પોતાની સાથે લઈ જતો હતો અને તેથી મુંબાઈના કેટલાક મુખ્ય રસ્તાઓ અને સ્થળોથી હું જાણીતી થઈ હતી.

"એવામાં પુનઃ મારાં દુર્ભાગ્યે દર્શન દીધું. સાંકળચંદને તેના ધંધામાં એટલી બધી ખોટ આવી કે તે એ આઘાતને સહન કરી શકયો નહિ. ચિંતામાં ને ચિંતામાં તેનું શરીર ખવાઈ જવા લાગ્યું. માનસિક ચિંતા દૂર કરવા માટે તે પુષ્કળ મદ્યપાન કરી મારે ત્યાં જ પડી રહેવા લાગ્યો. તેણે મારા ઉપર કરેલા ઉપકારોનું સ્મરણ કરી હું તેના ખાન-પાન તથા ઔષધાદિનું ખરચ નિભાવવા લાગી; છતાં સાંકળચંદને આરામ થયો નહિ. બે માસ સૂધી બીમાર રહી તે મૃત્યુ પામ્યો.

"આવી સ્થિતિમાં શું કરવું એ હું નક્કી કરી શકી નહિ. ડાકોરમાંથી મારા શ્વસુરના ગૃહમાંથી જે જરજોખમ હુ સાથે લઈ આવી હતી તેની વાત મારા સિવાય કોઇ જાણતું નહોતું. સાંકળચંદના મૃત્યુ પામ્યા પછી મારા ઘરના કામકાજ માટે જે દાસી તેણે રાખેલી હતી તેને 'હું હવે મુંબઇ રહેવાની નથી.' એમ કહી રજા આપી દીધી. અફસોસ અને શોકમાં હું મારા દિવસ પસાર કરવા લાગી.

"એ દાસીના ગયા પછી લગભગ આઠેક દિવસ વીતિ ગયા. પછીના શનિવારે હું અફસોસ કરતી બિછાનામાં સૂતી હતી. શિયાળાનો દિવસ હોઈ ઠંડો પવન ફુંકાતો હતો. પરેલ તરફનો રસ્તો જ એવો છે કે જ્યાં રાતના દશ વાગ્યા પછી ગંભીર શાંતિનું રાજ્ય છવાઈ રહે છે. જે રાત્રિની હું વાત કરૂં છું તે રાત્રે લગભગ બાર વાગ્યે મારા મકાનનું બારણું કોઇએ ખખડાવ્યું. ઘેરાયલી આંખોને ચોળી પથારીમાં બેઠી થઇ મેં પૂછ્યું, 'કોણ છે?' પરંતુ મારા પ્રશ્નનો ઉત્તર નહિ. પુનઃ સઘળુ શાંત થઇ ગયું તથા મને નિદ્રા આવી.

"પછી એક ભયંકર અવાજે મને જગાડી. હેરીકનૂ લૅમ્પના પ્રકાશની અંદર હું મારા બિછાના પાસે હાથમાં ખુલ્લી કટાર લઈને ઉભેલા એક પઠાણના બીજા બે સાથીદારો ખુણામાં ઉભેલા મારી નજરે પડ્યા. આવો પ્રસંગ મારા જીવનમાં પહેલવહેલો હતો. અત્યંત ભયથી મારી જીભ ખેંચાઈ ગઈ તથા હોઠ સીવાઈ ગયા. છરો લઇ ઉભેલો પઠાણ કાંઈ બોલ્યો. તેના બોલવાનો અર્થ હું સમજી શકી નહિ. મહા મહેનતે હૃદયમાં હિંમત લાવી ગરીબડી ગુજરાતીમાં મેં તેને કહ્યું, 'તમે શા માટે મને બીવડાવો છો? હું તમારે પગે પડું છું. મારી પાસે કાંઇ નથી.'

"શયતાને છરો કમરપટ્ટામાં ખોસ્યો અને તેણે તેના જમણા હાથથી મને એવો ધક્કો માર્યો કે તેથી હું જમીનદોસ્ત થઈ ગઈ. પછી

એ રાક્ષસે ખુણામાં ઉભેલા પોતાના બે સોબતીઓમાંના એકને કંઇક ઇશારો કર્યો. એ ઇશારાથી શયતાનનો સાથી ઘરની બહાર નીકળી પેલી જુની દાસી પાર્વતીની સાથે અલ્પ કાળમાંજ પુનઃ અંદર દાખલ થયો, તથા બારણું તેણે બંધ કરી દીધાં.

"પાર્વતીને જોતાંજ હું સઘળો ભેદ પામી ગઈ; પરંતુ ભયની મારી કાંઇ બોલી શકી નહિ. પાર્વતીએ મારા તરફ જોઇ કહ્યું, 'તારી પાસે જે કંઇ જરજોખમ હોય તે આ ભોંયે આપી દે; નહિ તો જીવથી જઇશ.'

"બીજો કોઈ ઉપાય નહિ હોવાથી મેં મારા અંગ ઉપર પહેરેલી ચારસો પાંચસો રૂપિયાની જણુસો ઉતારી નીચે મૂકી અને કહ્યું, "આ સિવાય મારી પાસે ફુટી બદામ પણ નથી.' પાર્વતીએ મારી પાસે ઉભેલા રાક્ષસને સંકેત કર્યો. એ પઠાણે મારી નજીક આવી બળાત્કારથી મને પકડી રાખી તીવ્ર ગંધવાળો રૂમાલ મારા મોં આગળ ધર્યો. એકજ મિનીટમાં હું બેહોશ બની ગઈ.

"સ્હવારે આઠ વાગ્યે જ્યારે મને ભાન આવ્યું ત્યારે જાણે કે બે મહિનાની ભયંકર બીમારીમાંથી હું ઉઠી હોઉં એવી રીતે મારૂં શરીર લેવાઇ ગયું હતું. ભાન આવતાં રાત્રે બનેલો ભયંકર પ્રસંગ મને યાદ આવ્યો. હાવરીબાવરી બની હું ઉઠી ઉભી થઇ અને બારણાંને ધક્કો મારતાં તે ખાલી બંધ હોવાથી આપોઆપ ઉઘડી ગયું. મેં છુટકારાનો એક શ્વાસ લીધો. એ વખતે પણ પેલા પઠાણો, પેલી કટાર અને પેલી પાર્વતી મારી આસપાસ જાણે કે તાંડવ નૃત્ય કરતાં હોય એવોજ મને ભાસ થતો હતો. મારૂં ચિત્ત ભ્રમતું હોવાથી ઘણી સંભાળથી બારણાંને બંધ કરી હું પુનઃ શય્યાવશ થઈ.

"સાંજે પાંચ વાગ્યે હું ફરી શુદ્ધિમાં આવી. [illegible] મેં પોઇ મેં ચાહ બનાવીને પીધી. એ વખતનો રાત પડતાં મોઢામાં કોઇ આવ્યુ

રીતે ત્યાગ કર્યા સિવાય અંતરાત્માને ચેન પડે તેમ નહિ હોવાથી જમીનની અંદર છુપાવી રાખેલું જરજોખમ બ્હાર કાઢી તે સાથે લઈ હું બાપની મારી વિક્ટોરીયામાં નહિ બેસતાં ટ્રામમાં બેસી સૅન્ડહર્સ્ટ રોડ પર આવેલા પ્રાર્થના સમાજ નજીક એક હિંદુ લૉજમાં ગઈ તથા લૉજના મેનેજરને મળી મહિનાના ૬૫ રૂપિયાના ચાર્જથી એક ન્હાની ઓરડી લઈ ત્યાં રહી.

" બે દિવસમાં જ પરેલ ઉપરની જગ્યા ખાલી કરી હું મારો સઘળો સરસામાન લૉજમાં લઇ આવી. લૉજમાં જો કે મને ચોર બદમાશોનો કે લૂંટારાઓનો ભય નહોતો; પરંતુ લૉજમાં પડી રહેતા કેટલાક પુરુષ વેશધારી કામાંધોની લોલુપ દૃષ્ટિ મારા યૌવન ઉપર આક્રમણ કરવા ઇચ્છતી હોય એમ હું સહેલાઇથી સમજી શકી. ખાસ પ્રયોજન સિવાય હું લૉજની બ્હાર નીકળતી નહોતી તથા પ્રથમથી જ બન્ને વખતનું મારૂં ખાણું મને મારી રૂમમાં મળે એવો મેં બંદોબસ્ત કરેલો હોવાથી મારે રસોડામાં પણ જવું પડતું નહોતું.

" લૉજમાં દસ બાર દિવસ વીતિ ગયા એટલે આસપાસની રૂમોમાં રહેતા કેટલાક કામોન્મત્ત પુરૂષો મારી ગેરહાજરીમાં અર્થાત્ હું સ્નાનગૃહમાં કે અન્ય સ્થળે ગઈ હોઉં એ વખતે નનામા પ્રેમપત્રો મારી રૂમમાં ફેંકવા લાગ્યા. એ વિષયની લૉજના વ્યવસ્થાપક પાસે ફરિયાદ કરવાનું મને વ્યાજબી લાગ્યું નહિ. વળી મારી પાસે એટલો બધો પૈસો પણ નહોતો કે, દર મહિને ૬૫ રૂપિયાનો ચાર્જ ભરી હું વર્ષોમાં નિશ્ચિંતતાથી કાંઇ પણ ઉદ્યમ કર્યા સિવાય વિશેષ કાળ માટે લૉજમાં રહી શકું. છેવટે મન સાથે અમુક વિચાર કર્યા પછી એક ગુજરાતી વર્તમાનપત્રમાં મેં સારા ખાનદાન કુટુંબમાં રસોયણ તરીકે રહેવા સંબંધની જાહેર ખબર આપી. શિરનામું મેં એ વર્તમાનપત્રની ઑફીસનુંજ આપ્યું હતું.

“ચાર દિવસ પછી મને ત્રણ ઉત્તરો મળ્યાં. દરેક સ્થળેથી મને રૂબરૂ મળી જવાનું લખવામાં આવ્યું હતું; પરંતુ બે ઉત્તરો ગૃહસ્થો તરફથી આવેલા હોવાથી એ બે સ્થળે નહિ જતાં મેં ત્રીજે સ્થળે રૂબરૂ મળવા જવાનો નિશ્ચય કર્યો.

“એ સ્થળ ભુલેશ્વરમાં આવેલું હતું. રસોયણ તરીકે નોકરી લેવાની હોવાથી મેં મુલાકાત કરવા જતાં પહેલાં મારા ઠાઠમાઠને ઓછો કરી નાખ્યો. શરીર ઉપર બે ચાર અલંકાર હતા તે કાઢી નાંખ્યા. હાથમાં સધવાનાં ચિહ્નસૂચક જે કંકણ હતાં તે કાઢી નાંખી, ટૂંકમાં મૂકી મેં જીવતા ધણીએ વિધવાનો વેશ ધારણ કર્યો. પછી એક જયપુરી છાલ પહેરી રૂમને તાળું વાસી બપોરના બે વાગ્યે હું લૉજની બહાર નીકળી પડી.

“અડધા કલાકમાંજ હું ભુલેશ્વરના લત્તામાં જઇ પહોંચી તથા પૂછપરછ કરી મેં વલ્લભદાસ શેઠનાં વિધવા પત્ની પ્રેમકુંવર ( પ્રેમકોર ) નું મકાન શોધી કાઢ્યું.

“મકાન ત્રણ માળનું હતું. નીચે ઓટલા ઉપર પડેલી એક બેંચ પર બેસી પીસ્તાળીસેક વર્ષની ઉમ્મરનો એક હૃષ્ટપુષ્ટ શરીરવાળો ભૈયો ચલમના દમ લગાવતો હતો. મેં તેને પ્રેમકુંવર શેઠાણીનું નામ પૂછ્યું એટલે ચલમને બેંચ નીચે દિવાલ અડતી મૂકી ઉભો થયો અને મને પોતાની સાથે આવવા જણાવ્યું. ભૈયાની સાથે હું દાદર ચઢી ત્રીજે માળ ગઇ તથા મને બેઠકખાનામાં બેસાડી ભૈયો ચાલ્યો ગયો.

“બે મિનીટમાંજ પાંત્રીસેક વર્ષની ઉમ્મરની એક સુંદરીએ બેઠકખાનામાં આવી તીવ્ર દૃષ્ટિથી મારા મુખનું દર્શન કરી પૂછ્યું “તમારું જ નામ કમળા છે કે ?” મેં સંમતિ દર્શાવી એટલે સ્હામે પડેલા એક કોચ ઉપર બેસી એ રમણીએ કહ્યું, ‘ જુઓ, આજકાલ મુંબાઈમાં ભટ (રસોઇઆ) એટલા તુમાખી થઇ ગયા છે કે, સારો

પગાર અને ઉત્તમ ખોરાક મળતો હોવા છતાં તેઓ ટકીને રહેતા નથી. મારા એક સંબંધીએ તમારી જાહેરખબરની મને વાત કરી હતી તથા તમે એક નિરાધાર વિધવાબાઈ હોવાથી શાન્તિથી કામકાજ કરી શકશો એમ ધારી મેં પત્ર લખાવી તમને રૂબરૂમાં મળી જવા જણાવ્યું હતું.'

"પછી વાતચિતમાં મેં એ રમણીને પ્રસન્ન કરી દીધી. મારો ખાનપાન સાથે માસિક પચીસ રૂપિયા પગાર ઠરાવવામાં આવ્યો. ચાર દિવસ પછી કામ ઉપર હાજર થવાનું જણાવી હું પુનઃ લૉજમાં આવી.

"એ રમણી સાથેની વાતચિત ઉપરથી હું એમ જાણી શકી હતી કે, તે વલ્લભદાસ નામના એક ધનાઢ્ય ગૃહસ્થની વિધવા હતી. તેનું નામ પ્રેમકુંવર હતું. ત્રણ માસથી વિધવા થઇ હતી તથા હું જ્યારે રસોઇયણ તરીકે ત્યાં રહેવાની હતી ત્યારે તે સગર્ભા હતી. તેને ચાર માસ થયા હતા. વળી વલ્લભદાસ શેઠની આગલી સ્ત્રીનો છોકરો શેઠની ઘણી ખરી મિલકત પચાવી તેની સાવકી માતા પ્રેમકુંવરથી અલગ રહેતો હતો. પ્રેમકુંવર શેઠાણી માટે માસિક છસો રૂપિયાનું ખરચ બાંધી આપવામાં આવેલું હોઈ ભુલેશ્વરના લત્તામાં આવેલું મકાન તેઓ જીવે ત્યાં સુધી વાપરે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

"એ ત્રણ દિવસમાંજ મેં મારો તમામ સરસામાન ઓછીવત્તી કિમ્મતે વેચી નાંખ્યો અને પછી મારી પાસેની રોકડ સિલ્લક તથા ઘરેણાં લઇ, લૉજનું બીલ ચુકવી આપી હું પ્રેમકુંવર શેઠાણીને ત્યાં રસોઇયણ તરીકે જઇને રહી.

"થોડા દિવસમાંજ હું પ્રેમકુંવરના અંગત જીવનવ્યવહારથી જાણીતી થઈ ગઇ. તે સાથે મને એમ પણ માલુમ પડયું કે, વલ્લભદાસ શેઠ પાંસઠ સીત્તેર વર્ષની ઉમ્મરે મૃત્યુ પામેલા હોઇ તેઓ પોતાની પાછળ લાખો રૂપિયાની સંપત્તિ મૂકી ગયા હતા. એ સંપત્તિ સૉકયના પુત્રના હાથમાં જવાથી તથા પોતાને બીજાની દયા ઉપર ગુજરાન

ચલાવવું પડતું હોવાથી પ્રેમકુંવરના અંતરાત્માને ઘણો ખેદ થતો હતો. પોતાને યથા સમયે જો પુત્રની પ્રાપ્તિ થાય તો શેઠની મિલકતમાંથી અમુક હિસ્સો મળે તેમ હોવાથી ભવિષ્યની ઠગારી આશાને વશ થઇ તે પોતાના દિવસો પસાર કરતી હતી. મારા ઉપર ટુંક સમયમાંજ તેની એટલી બધી માયા થઇ ગઈ હતી કે, હું પરાયા ઘરમાં રહું છું એવો તે મને ભાસ સુધ્ધાં થવા દેતી નહિ.

"ધીમે ધીમે વિશ્વાસની વૃદ્ધિ થતાં પ્રેમકુંવર મને પોતાના અંગત કાર્યો પણ સોંપવા લાગી. વૃધ્ધ વરને પનારે પડયા પછી અકાળે વિધવા થયેલી મુંબાઇના ભોગ વિલાસમાં તથા અસંખ્ય પ્રલોભનોમાં યુવાવસ્થા વીતાડતી ઘણી ખરી શેઠાણીઓનાં ચરિત્ર કેવાં હોય છે તેનો પહેલાં મને અનુભવ નહોતો; પરંતુ પ્રેમકુંવરના સહવાસમાં રહ્યા પછી મને ગુપ્ત વિષયનું સંપૂર્ણ જ્ઞાન મળ્યું.

"પ્રેમકુંવર વિધવા હોવા છતાં તથા બાહ્ય દૃષ્ટિથી તે ખુણો પાળતી હોવા છતાં તેનું આંતરચરિત્ર વિલાસિતાથી પરિપૂર્ણ હતું. પોતાને પુત્ર થયા પછી મિલકતનો ભાગ મળશે એટલે મને સારૂં ઇનામ આપવામાં આવશે એવી તેણે મૂને લાલચ આપેલી હોવાથી તથા મારૂં ધર્મબંધન કયારનુંય ધોવાઇ ગયેલું હોવાથી પ્રેમકુંવર મને જે કાર્ય કરવાનું કહેતી તે હું સંકોચ કે દ્વિધા રાખ્યા સિવાય, પાપ પુણ્ય કે ધર્માધર્મનો ભય રાખ્યા સિવાય કરતી હતી, તથા મારી એવી કર્ત્તવ્ય તત્પરતાને પરિણામે પ્રેમકુંવર પ્રસંગોપાત વસ્ત્રાલંકારોના પારિતોષિકથી મારી કદર કરતી હતી."

આટલું બોલી કમળા કંઠરોધ થવાથી પાણી પીવા ઉઠી. પાણી પીધા પછી તેણે હીરાલાલના મુખ તરફ જોઈ. પૂછ્યું;–"મારી આ જીવનકથા સાંભળી તમને કંટાળો તો નથી. આવતો ને? જો તમને નિદ્રા આવતી હોય તો આજે આ વાત અધુરી રાખું."

હીરાલાલ એ જીવનકથા સાંભળવામાં તન્મય બની ગયો હતો. કમળાના પ્રશ્ને તેની તન્મયતા દૂર કરી. તે આસન ઉપરથી ઉઠી કમળા પાસે ગયો તથા કમળાના બંને હાથને પોતાના હાથમાં દબાવી તેણે કહ્યું:—"તારી જીવનકથા એક અદ્ભુત નવલકથા જેવી છે. આજે ગમે એટલો વખત વીતી જાય છે તેની ચિંતા નથી; પરંતુ જ્યાં સુધી હું એ કથા સંપૂર્ણ સાંભળીશ નહિ ત્યાં સુધી મને શાંતિથી નિદ્રા નહિ આવે." આમ કહી હીરાલાલે કમળાના અર્ધવિકસિત ઓષ્ઠયુગલ ઉપર ઉપરાઉપરી બે ચાર ચુંબન કર્યાં.

પછી બંને જણાં પુનઃ આસન ઉપર બેઠાં તથા કમળા તેના જીવનનો અપૂર્ણ રહેલો કિસ્સો આગળ કહેવા લાગી —

"પ્રેમકુંવર શોકદર્શક પોશાક પહેરી વૈધવ્યશોક દર્શાવવાનો ઉપરથી ઘણો આડંબર કરતી હોવા છતાં મારી પાસે તે પોતાનો ભેદ છુપાવી શકી નહિ. તેણે મારા જેવી એક યુવતીને રસોઇયણ તરીકે શા માટે નિયુકત કરી હતી એ ભેદ ધીમે ધીમે હું સમજી શકી."

"પતિનું મૃત્યુ થયા પછી તેના આત્માની શાન્તિ માટે પ્રેમકુંવરે પોતાને ઘેર કથા બેસાડવાની યોજના કરી હતી. હું નોકરી ઉપર રહી ત્યારે પણ કથા ચાલુજ હતી. કથા કહેવા આવનાર પુરોહિતની ઉમ્મર ત્રીસેક વર્ષની હોઈ તેની વાકયછટા કિંવા વકતૃત્વ કળા શ્રોતાના મનને આકર્ષવાને સમર્થ હતી. એ પુરોહિતનું નામ કરૂણાશંકર હોઈ તે પ્રેમકુંવરના ગૃહનો ઘણો જુનો પુરોહિત હતો. સત્યનારાયણની કથા કહેવડાવવાની હોય, ભાગવતની કથા બેસાડવાની હોય કિંવા બીજાં કાંઈ ધાર્મિક અનુષ્ઠાનો કરાવવાનાં હોય ત્યારે એ ગૃહપુરોહિત કરૂણાશંકરનેજ નિમંત્રણ કરવામાં આવતું હતું.

"વિલાસી માણસ સ્વાભાવિક રીતેજ વિલાસી માણસને શોધકાઢવામાં પ્રિવણ હોય છે. કરૂણાશંકર જ્યારે એકલો પડી પ્રેમ-

કુંવર શેઠાણી સાથે કાંઈ વાતચિત કરતો હતો ત્યારે તેની વ્યગ્ર દૃષ્ટિ, કંઠસ્વરના અસ્પષ્ટ ઉચ્ચાર વગેરે જોઈ મારા મનમાં તેના ચરિત્ર માટે સંદેહ ઉપજતો હતો. વળી પુરોહિત હોવા છતાં તેનાં કપડાંની ટાપટીપ, સુઘડતા, કાનમાંનાં અત્તરનાં પુમડાં, ઢાકાનો બારીક ખેસ, માન્ચેસ્ટરનું ઝીણામાં ઝીણું પારદર્શક ધોતીયું તથા તે પહેરવાની સફાઈ વગેરે ઉપરથી ગ્રંથોમાં સમાઈ રહેલા ધર્મ કરતાં તે વિલાસિતાને વિશેષ પ્રિય ગણતો હશે એવો મારા મનમાં સંદેહ રહેતો હતો.

"કથા સમાપ્ત થઈ ગયા પછી પણ પ્રેમકુંવર ઘણી વખત કરૂણાશંકરને રોકી રાખતી હતી તથા વારંવાર બ્રહ્મભોજન કરાવી અક્ષય પુણ્યની પ્રાપ્તિ કરવાનો દંભ દર્શાવતી હતી. તેમની ઉભયની વાતચિતમાં હું વિઘ્નકારિણી ન થઈ પડું એ હેતુથી કરૂણાશંકર જ્યારે પોતાની પાસે એકલો હોય ત્યારે પ્રેમકુંવર મને અમુક અમુક વસ્તુઓ ખરીદ કરી લાવવા માટે બજારમાં મોકલતી હતી. છેક ઉપરને માળે પ્રેમકુંવર સિવાય કોઈ રહેતું નહિ હોવાથી મને બજારમાં મોકલી દીધા પછી પ્રેમકુંવર બારણાં બંધ કરી દેતી હતી. આવી રીતે એક બે વખત બજારમાંથી ઘેર આવ્યા પછી બારણાં બંધ જોવામાં આવતાં મારો સંદેહ વધી ગયો હતો તથા પ્રેમકુંવર પણ એવે પ્રસંગે શરમાઈને ચુપ રહેતી હોવાથી મારો સંદેહ વિશ્વાસના રૂપમાં ફેરવાઈ ગયો હતો. છેવટે ઉપરાઉપરી એવા પ્રસંગો બનવાથી એક પ્રસંગે પ્રેમકુંવરે એકાન્તમાં મને કહ્યું, 'કમળા! જે નોકર ચાકરો પોતાના આશ્રયદાતાઓના વ્યવહાર અને વર્તન તરફ ધ્યાન આપ્યા સિવાય પોતાનું કામ વફાદારીથી બજાવે છે તેઓ કાળક્રમે માલિકના વિશ્વાસને પ્રાપ્ત કરી સુખી થઈ શકે છે. જગતમાં ઉજળું એટલું દૂધ હોતું નથી એમ સમજી માલિકનાં છિદ્રો શોધવાં નહિ. જે દાસ દાસીઓ એવાં છિદ્રો શોધે છે તેમની કદાપી ઉન્નતિ થઈ શકતી નથી. તું સમજુ વિચારશીલ હોવાથી મારે તને આ

વિષય સંબંધી વિશેષ કાંઈ કહેવાની જરૂર હોય એમ હું ધારતી નથી.' એ વાકયોના ઉત્તરમા મેં પ્રેમકુંવરને કહ્યું. 'બા! તમે સર્વ પ્રકારે નિર્ભય રહેજો. મારા કેવા ખરાબ વખતમાં તમે મને આશ્રય આપ્યો છે એ કેવળ મારો આત્માજ જાણે છે. તમારા કાર્ય તથા વ્યવહાર તરફ ધ્યાન આપ્યા સિવાય તમારી હરેક આજ્ઞાને માન આપી તમને સંતુષ્ટ રાખીને વર્તવું એજ મારી ફર્જ છે.' મ્હારા આ ઉત્તરથી પ્રેમકુંવરને અતિશય આનંદ થયો. મારી પાસે તેનો જે લાજલજ્જાનો પર્દો હતો તે દૂર થઇ ગયો તથા તે ખુલ્લી રીતે ઇચ્છાનુસાર વર્તવા લાગી. મનમાં ને મનમાં તેને માટે મને ઘણો તિરસ્કાર ઉપજતો હતો; પરંતુ હું પોતે એક સતી સાધ્વી નહોતી તેમજ કોઇના આશ્રય સિવાય હું મારા દિવસો પસાર કરી શકું તેમ નહોતી તેથી હું પ્રેમકુંવર તરફ સ્પષ્ટ રીતે કોઈ પણ પ્રકારનો વિરોધભાવ દર્શાવતી નહોતી.

"નવ મહિના થવા છતાં શેઠાણીને પ્રસવ થયો નહિ. જેમ જેમ દિવસો પસાર થવા લાગ્યા તેમ તેમ શેઠાણીની આશા ચિંતાના રૂપમાં ફેરવાઈ ગઇ. તે સારી રીતે ન્હાઈ ધોઇને સૂવાવડમાંથી ઉઠશે કે કેમ એ વિષયનો મારા મનમાં પણ સંદેહ હોવા છતાં મુખેથી હું પ્રેમકુંવરને આશ્વાસન આપતી હતી. છેલ્લા ત્રણેક માસથી પ્રેમકુંવરે પોતાની ચિત્ત-વૃત્તિઓને પણ કાબૂમાં રાખી હતી. અગીયારમે મહિને એક અશુભ ક્ષણે પુષ્કળ કષ્ટ વેઠી પ્રેમકુંવરે એક મૃતપુત્રને જન્મ આપ્યો. મૃતપુત્રનું વિષ તેના પોતાના અંગમા ફેલાઇ ગયેલું હોવાથી પુત્રનો જન્મ આપ્યા પછી બે કલાકેજ પ્રેમકુંવરનું પણ મૃત્યુ નિપજ્યું. મારો એકનો એક આશ્રય તુટી પડવાથી એ વખતે મને જે દુઃખ થયું તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી હું કરી શકું તેમ નથી.

"પ્રેમકુંવરની શોકયના પુત્રને જોઇતું હતું તેવું વૈદે કર્યા જેવું થયું. તેણે મરનારનો તેના શિશુપુત્ર સાથે અંતિમ સંસ્કાર કરી તેની

સંઘળી મિલકતો પોતાને કબ્જે લીધી. સાવકી માતાના ચારિત્ર્યથી તે અજ્ઞાત નહિ હોવાથી મારા જેવી શત્રુ પક્ષની સ્ત્રીને આશ્રય આપે એ તદ્દન નહિ બનવા જેવું હતું. મારી નિરાધાર હાલતનો ઇશ્વરદાસે એ પ્રસંગે બરાબર લાભ લીધો તથા તેણેજ મને આ અધમાધમ વ્યવસાયમાં નિયુક્ત કરી. પોતે કુટુંબવાળો હોવાથી તેણે માસિક સાઠ રૂપિયાના ભાડાથી આ જગ્યા મને ભાડે લઇ આપી. અત્રે તમે જે ઘરવાખરો, ફર્નિચર વગેરે જુઓ છો તે બધું મને ઇશ્વરદાસે ખરીદી આપ્યું છે. ઇશ્વરદાસ દરરોજ રાતે બાર વાગી ગયા પછી મારી પાસે આવી પડી રહેતો હતો.

"સ્થાન અને સોબતથી મનુષ્યની પ્રકૃતિનું જરૂર પરિવર્તન થાય છે. દિવસે હું વારયોષિતાનો વ્યવસાય કરી દશપંદર રૂપિયા કમાતી હતી તથા મ્હારૂં વધુ ખરચ ઇશ્વરદાસ ઉપાડી લેતો હતો. ઇશ્વરદાસ જેવા એક બદમાસોના બાદશાહની મારા ઉપર નેકનજર હતી તેથીજ આ ફોરાસ રોડ કિંવા વ્હાઇટલેનમાં ખૂનામરકી કરતાં પણ ન અચકાય એવા લુચ્ચાઓ મને કોઇ પણ પ્રકારે હયરાન કરી શકયા નથી.

"ઇશ્વરદાસને ખૂનના અપરાધ માટે જન્મ દેશનિકાલની શિક્ષા થઈ છે ત્યારથી હું અસ્થિર બની ગઈ છું. આ ભયંકર જીવતા દોજખમાં કયે વખતે મારી શી સ્થિતિ થશે એ હું કલ્પી શકતી નથી. જો કે ઇશ્વરદાસનો સ્વભાવ તેમજ વર્તન એવું હતું કે, હું તેને કોઈ પણ રીતે મારા હૃદયથી ચ્હાઈ શકતી નહોતી; પરંતુ જે અવસ્થામાં હું મૂકાઇ હતી એ અવસ્થામાં એના જેવા એક પ્રબળ ખટપટી તથા જમાનાના ખાધેલા પુરૂષના આશ્રયમાં રહ્યા સિવાય મારો છુટકોજ નહોતો. જો હું કદરૂપી હોત, મારી પાસે સમ ખાવાને એક પૈસો પણ ન હોત તો કદાચ મારે સૌન્દર્યવિલાસી પુરૂષોનો ભય રાખવો પડત નહિ; પરંતુ એથી વિપરિત સ્થિતિમાં હું શું કરૂં ?"

આ વખતે કમળાનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઈ આવ્યું હતું. હીરાલાલે ઉઠી ઉભા થઇ ખીસ્સામાંથી રૂમાલ બ્હાર કાઢી તેનું અશ્રુજળ સ્વચ્છ કરતાં કહ્યું:–"કમળા! પ્રિયે! હવે ભૂતકાળના પ્રસંગો યાદ કરી શોક કરવો વૃથા છે. ભાગ્યની પ્રબળતાને પરિણામે જે સંયોગોમાં તું મૂકાઈ હતી એ સંયોગોમાં મૂકાયા પછી એક નવયુવતી પોતાનું શીયળ સાચવી શકે કે કેમ એ એક ગંભીર શંકાજનક પ્રશ્ન છે. સંયોગોને વશ થઈ તારે તારી જાતના રક્ષણ માટે જે માર્ગ સ્વીકારવો પડ્યો છે એ માર્ગ તરફ તારો બિલકુલ અનુરાગ નથી એમ હું સ્પષ્ટ સમજી શકું છું. કમળા! વેશ્યામાં જ્યાં સુધી શારીરિક રૂપસૌન્દર્ય હોય છે ત્યાં સુધીજ તે પોતાના વ્યવસાયથી આજીવિકા ચલાવી શકે છે. તેમને ઇચ્છા નહિ હોવા છતાં પોતાના શરીર પર અકુદરતી જુલ્મ ગુજારવો પડે છે અને પરિણામે તેમનું દૈહિક રૂપસૌંદર્ય ટૂંક સમયમાંજ નાશ પામે છે."

કમળાનું અંતર આ વાકયો સાંભળી ઉત્તેજીત બની ગયું તેણે કહ્યું:–"આ સઘળું હિંદુસંસારના ભયંકર સડાનુ પરિણામ છે. શીયળ એજ આર્યનારીનું જીવનસર્વસ્વ છે એ હું સમજતી હોવા છતાં ભાગ્યયોગથી મારે કલંકિની થવું પડ્યું છે. વળી એ માટે એકલું ભાગ્ય દોષિત નથી; બાળલગ્ન, કજોડાં, પતિપત્નિના ગુણસ્વભાવમાં આકાશ પાતાળનું અંતર, સાસૂ નણંદનો ત્રાસ, કમાવાને અશકત મૂર્ખ દુર્બળ ધણીનો 'ખુંધે નાર પાધરી' નો કાયદો વગેરેને લીધે કેટલી હિંદુ બાળાઓનાં જીવન મ્હારા જીવનની માફક અકાળેજ પદદલિત થતાં હશે એ કોણ જાણે છે! સ્રીઓ પશુ હોય, તેમને જાણે કે હૃદયજ ન હોય, તેઓ ગમે એવા અયોગ્ય પતિની તથા તેનાં પિશાચ સદૃશ માબાપોની ગુલામી કરવાનેજ સરજાઇ હોય, તેમને કેળવણી આપવામાં પાપનો વિસ્તાર થવાનો ભય રહેતો હોય એવાં સમાજમાં હિંદુ સ્રીઓ કેવી રીતે સુખી થઇ શકે? જો હજી પણ કોઇ એકજ ગુણવાન યુવાન પુરૂષ

મારા ભૂતકાળના જીવનને ભૂલી જઇ મારા પાપોની ક્ષમા આપી મ્હને આશ્રય આપે તો હું તેની સાથે ગમે એવા દુઃખમાં પણ પ્રેમભાવથી રહેવા તૈયાર છું. આ વિલાસ વિભવ તરફ મને બિલકુલ પ્રીતિ નથી. સઘળી વિલાસ સામગ્રી જીવંત સ્વરૂપ ધારણ કરી જાણે મારા ગુન્હાઓની સાક્ષી પૂરતી હોય એવો મને વારંવાર ભાસ થાય છે તથા તેથી મને જે અસહ્ય વેદના થાય છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી.”

હિરાલાલે અંતરના આવેગથી કમળાના કંઠમાં વળગી પડી કહ્યું:- “કમળા ! સંસારમાં મ્હને કોઇ પણ પ્રકારનું બંધન નથી. સંકુચિત વિચારના ન્યાતના પટેલોએ મ્હારો બહિષ્કાર કર્યો છે. હું એક બૅરિસ્ટર છું તથા આપણે બે જણાં સુખથી આપણું જીવન ગુજારી શકીએ એવી મારી આવક છે. તેથી જો તારી ઇચ્છા હોય તો હું તારો આ ભીષણ નરકાગારમાંથી ઉદ્ધાર કરી તને મારા સંસારમાં આશ્રય આપવા તૈયાર છું. ખરૂંજ છે કે,

લોગ કહેતે હય કે અહલે જર નહિ તો કુછ નહિ;
જર હુવા પયદા તો સમજો ઘર નહિ તો કુછ નહિ;
મુઝકો સબ હાંસિલ હય, લેકિન કમી એક બાતકી;
જરભી હય ઓર ઘરભી હય, દિલબર નહિ તો કુછ નહિ.

માટે હવે તારી ઇચ્છા સંકોચ રાખ્યા સિવાય મને જણાવ.”

કમળાએ હીરાલાલના ખભા ઉપર હાથ મૂકી મૃદુ સ્વરે કહ્યું:- “પ્રિયતમ તમારો ઉપકાર કયા શબ્દોમાં માનવો એ મને સૂઝતું નથી; પરંતુ ભવિષ્યમાં કદાચ મારો તિરસ્કાર કરી તમે મને કાઢી મૂકો તો ?”

“તારી શંકા અસ્થાને છે.” આમ કહી હીરાલાલે કમળાના લલાટ ઉપર ચુંબનની વૃષ્ટિ વરસાવી.

બે દિવસમાંજ જરૂરી બંદોબસ્ત કરી પોતાને ત્યાં લઇ જવાનું હીરાલાલે કમળાને આશ્વાસન આપ્યું. પછી બન્ને શય્યાવશ થયાં.

# વ્હાઇટલ્હેન અને જીવતું દોજખ.

## દ્રશ્ય ૨ જું.

### કપટ સ્થાનનો આરંભ

વર્ષાઋતુની રાત હતી. આકાશ વાદળાંઓથી ઘેરાયલું હતું. રાતના આઠ વાગવા આવ્યા હતા. વચ્ચે વચ્ચે વરસાદનું એકાદ ઝાપટું પડી જતું હતું. વીજળી ચમકતી હતી. વ્હાઇટચેનની અંદર આવેલી એક નાની ગલીમાં એક નાના મકાનની અંદર ખુરસી ઉપર પાંત્રીસેક વર્ષની એક સ્ત્રી બેઠેલી હતી. 'રતિશાસ્ત્રમાં' શંખિની સ્ત્રીનાં જે લક્ષણો સૂચવવામાં આવ્યાં છે એ લક્ષણો આ સ્ત્રીમાં વિદ્યમાન હતાં. તેણે એક લીલી ઇજાર તથા અંગ ઉપર લાંબુ ખમીસ પહેર્યું હતું. ખભા ઉપર ગુલાબી ઓઢણું હતું. એ પોષાક ઉપરથી તે મુસલ્માન હોય એમ સ્પષ્ટ સમજી શકાતું હતું. તેનું નામ ગુલજાર હતું. ગુલજારનાં બન્ને નેત્રોમાં એક પ્રકારની અમાનુષી ભયંકરતા તરતી હતી. બાહ્ય ઉપચારોથી તેણે પોતાના બદસુરત ચ્હેરાને ખૂબસુરત બનાવવાનો વૃથા પ્રયત્ન કર્યો હતો. તેના શરીરનો રંગ કાળાશ પડતો હતો. માથા ઉપરના ઘણાખરા વાળ ખરી ગયેલા હોવાથી તેણે બનાવટી ચોટલાથી કેશકલાપની સુંદરતા કાયમ રાખવાનો પ્રયત્ન કર્યો હતો. તેનું અંગ ભરાવદાર તેમજ મજબૂત હતું. પગમાં સપાટ પહેરેલી હતી.

નીચે શેતરંજી ઉપર બે મવાલીઓ બેઠેલા હોઇ તેમનાં નામ પીરૂ અને અમીર હતાં. તેઓ બન્ને આ જીવતા દોજખના કીડા હોવાથી તેમનાં વિસ્તારિત વર્ણનની આવશ્યકતા નથી.

દિવાલને અડતી પેય સામગ્રી પડેલી હતી. ગુલજાર તથા તેના આ મવાલી સોબતીઓ વચ્ચે વચ્ચે પાત્રસ્થ સુરાનું પાન કરી વાતચિત

કરતા હતા. બ્હારનું ચોખંડનું જાળીવાળું દ્વાર અંદરથી બંધ કરેલું હતું.

ગુલઝારે પોતાના બન્ને સોબતીઓ તરફ જોઇને કહ્યું:–“પીરૂ! આજકાલ પૈસા સંબંધીની ઘણી તંગી ભોગવવી પડે છે. બે મહિનાનું ઘરભાડું ચઢી ગયું છે તથા મારવાડીને ત્યાં જણસો મૂકીને સો રૂપિયા ઉછીના લીધા હતા તે પણ ખલાસ થઇ જવા આવ્યા છે. આજકાલ આ સફેદ ગલીના આશકો નવા માલને શોધ્યા કરે છે. જો તમે બન્ને મળી એક બે બેહેસ્તનાં બુલબુલને કોઇ ઠેકાણેથી ઉપાડી લાવો તોજ આપણો આ ધંધો સારી રીતે ચાલી શકે તેમ છે. લુચ્ચાઈ કરીને કે લૂંટફાટ કરીને વિશેષ દિવસ સૂધી આપણે આપણી આજીવિકા ચલાવી શકીએ તેમ નથી; કેમ કે આજકાલ આ લત્તામાં જે ભયંકર ગુન્હાઓ બને છે તેની શોધ ચલાવવા છુપી પોલિસના માણસો અથવા ગુપ્તદૂતો વેશ બદલી ચોવીસે કલાક આ તરફ ફરતા રહે છે.”

પીરૂએ કહ્યું:–“ખરૂં છે. સારૂં થયું કે, પેલા બનીયાને લૂંટી લીધાની વાત પોલિસના જાણવામાં આવી નહિ. જો એ દાળભાતખાઉ બનીયાની જગ્યાએ બીજો કોઈ જમાનાનો ખાધેલો માણસ હોત અને પોલિસને ફરિયાદ કરત તો કદાચ આપણને ભારે પડી જાત.”

અમીરે કહ્યું:–“દોસ્ત! દરિયામાં રહી મગરનો ભય રાખવો એ વ્યાજબી નથી. વળી તેં મને પેલી જે વાત કરી હતી તે બહુ ઉત્તમ છે. જો ચાલાકી વાપરી તું એ છોકરીને અત્રે લાવી શકે તો હંમેશાં પચીસ ત્રીસ રૂપિયાની આવક સહેલાઇથી થાય.”

ગુલઝારે ઉત્સુક બની પૂછ્યું:–“પીરૂ! તમે કઈ છોકરીની વાત કરો છો?”

પીરૂએ કહ્યું:–“આજથી ચોથે દિવસે અમે એક અંગ્રેજ યુવક ઉપર કમાટીપુરાની અગીઆરમી ગલીમાં રાતના બાર વાગ્યે હુમલો કર્યો

હતો. તેના હાથમાં કેનવાસની એક બૅગ હતી તથા શરીર ઉપર અઢીસો ત્રણસો રૂપિયાની કિમ્મતના દાગીના હતા. એ બધું પડાવી લઈ એ યુવકને બેહોશ બનાવી અમે મહાલક્ષ્મી તરફ એકાંન્ત સ્થળે નાખી આવ્યા હતા. તેને અમે કલોરોફૉર્મ સુંઘાડયું હતું તથા તેની બેશુદ્ધ હાલતમાં તેને વિકટોરીયાની અંદરજ થોડું ઝેર પાઈ દીધું હતું. એ ઝેરની અસરથી બે કલાક પછી તેનું મૃત્યુ નિપજેલું હોવું જોઇએ. તેના ખિસ્સામાંના કાગળ પત્રો વગેરે કાઢી લીધેલું હોવાથી તેના મૃતદેહને કોઈ ઓળખનાર મળી આવે તેમ નહિ હોવાથી પોલિસેજ તેને દફનાવવાની ગોઠવણ કરી હશે. રાત્રે અઢી વાગ્યે મુકામ ઉપર આવ્યા પછી અમે તેની બૅગ ખોલી જોઇ તો તેમાંથી કાગળ પત્રોનું એક બંડલ, મનીઑર્ડરની રસીદો, બે ચાર કપડાં તથા રૂમાલથી બાંધેલી ૨૮૦ રૂપિયાની પરચુરણ નોટો મળી આવી. કાગળ પત્રો તપાસી જોતાં તે માણસનું નામ ઠામ જાણવામાં આવ્યું છે. ઘણા ખરા કાગળ પત્રો તેની સ્ત્રીએ ધણી ઉપર લખેલા છે તથા તેમાં પોતાને તેડી જવા માટે તેણે લખ્યું છે. અંદર એ યુવકનો એક કાર્ડ સાઈઝનો ફોટોગ્રાફ છે. એનું નામ અયુબ હતું. પત્ર વ્યવહાર વાંચી જોતાં શાદી થયા પછી તે સાસરેજ ગયો નથી એમ સ્પષ્ટ સમજી શકાય છે. લગભગ પાંચ છ વર્ષથી તે ઇરાકમાં નોકરી ઉપર હતો તથા હમણાં એક મહિનાની રજા લઇ તે પુના તેને સાસરે જવાનો હતો. તેની સ્ત્રીનું નામ નરગીસ હોઈ હમણાં તેની ઉમ્મર અઢારેક વર્ષની હોવી જોઇએ એમ તેણે અયુબ ઉપર લખેલા પત્રોમાંથી માલમ પડી આવ્યું છે. આ સઘળી બાતમીનો આપણે ઉપયોગ કરી નરગીસને આપણા કબજામાં લાવીએ તો કાંઈ ખોટું છે?"

ગુલજાર ચુપકીદીથી સઘળી હકીકત સાંભળતી હતી. તેણે પોતાને સહજ ક્રોધ ઉપજ્યો હોય એવો ભાવ દર્શાવતાં કહ્યું:—"ત્યારે તેં તથા અમીરે ચાર દિવસથી આ વાત મારાથી છુપાવી કેમ રાખી?"

પીરૂએ ઉઠી ગુલજારના અધર ઉપર ચુંબન કરી કહ્યું:-"જાનો જીગર! આજ સુધીમાં તારાથી કયી વાત અમે છુપાવી છે; અમે એ વિષયનો ચોકકસ નિશ્ચય કર્યા પછીજ આ વાત તને કહેવાનો ઈરાદો રાખ્યો હતો. હવે કહે જોઇએ કે તારો શો વિચાર છે?"

ગુલજારનો કૃત્રિમ ક્રોધ દૂર થઇ ગયો, તેણે કહ્યું:-"આવો પ્રસંગ ખુદાની મહેરબાનીથી જ્યારે અનાયાસેજ મળી આવ્યો છે, ત્યારે આપણે તેનો લાભ લેવોજ જોઇએ."

અમીરે ડાવકું મોં રાખી પૂછયું-"એ તો ખુલ્લી વાત છે; પણ અમારા બન્નેના કમીશનનું શું? જ્યાં સંબંધ હોય ત્યાં હિસાબની ચોખવટ પ્રથમથીજ કરવી જોઇએ."

પીરૂએ કહ્યું:-"બરાબર છે. અમે એ નરગીસને પકડી લાવી તારા કબ્જામાં સોંપીએ એ બદલ અમને પાંચસો રૂપિયા મળવા જોઇએ."

હા ના કરતાં ત્રણસો રૂપિયાથી સાટું નક્કી થયું. ખરચ બદલ રૂપિયા સો લેવાનું નક્કી થતાં અમીરે કહ્યું:-"આ કામ કરવામાં જેટલી ઢીલ કરવામાં આવે તેટલું નુકશાન છે. રાત્રે બાર વાગ્યે પુના પેસેન્જર ઉપડે છે તથા સ્હવારે સાડાસાત વાગ્યે પુના પહોંચાડે છે. જો તું કહેતી હોય તો અમે અત્યારેજ રવાના થઈ જઇએ. ખરચના સો રૂપિયા તું હમણાં આપી શકે છે?"

ગુલજારે ઉઠી એક પેટી ઉઘાડી તેમાંથી પચાસ રૂપિયા કાઢી પીરૂ તથા અમીરને આપી કહ્યું:-"હમણાં મારા પાસે જે સિલકમાં છે તે આપું છું. તમારા આવ્યા પછી રૂપિયાની જોગવાઈ હું કરી આપીશ."

પીરૂ અને અમીર ગુલજારની રજા લઇ બહાર નીકળી પડયા. નજીક આવેલી પોતાની રૂમમાં જઇ તેમણે કપડાં પહેરી લીધાં. અયુબનો ફોટો જોઈ પીરૂએ બરાબર તેના જેવો વેશ પહેરી લીધો.

બૅગમાંના સામાન ઉપરાંત બંને બદમાશોએ એક ટૂંકમાં પોતાને જોઈતી બીજી વસ્તુઓ લઇ લીધી. પછી તેઓ ભાડાની વિકટોરિયામાં બેસી બોરીબંદર સ્ટેશને ઉપસ્થિત થયા. ટ્રેઈનને ઉપડવાને પા કલાકનો વિલંબ હતો. પીરૂએ નવ રૂપિયા પાંચ આના આપી પોતાને માટે એક સેકન્ડ કલાસની તથા અઢી રૂપિયા આપી અમીર માટે સર્વન્ટ કમ્પાર્ટમેન્ટની એક ટીકીટ લઈ લીધી. બંને શયતાનો ટ્રેઈનમાં બેઠા. સેકન્ડ કલાસના જે કમ્પાર્ટમેન્ટમાં પીરૂ બેઠો તેની સાથેજ સર્વન્ટ કમ્પાર્ટમેન્ટ હોઈ તેમાં અમીર બેઠો.

કલ્યાણ જંકશન પસાર થયા પછી સેકન્ડ કલાસના કમ્પાર્ટમેન્ટમાં પીરૂ સિવાય બીજું કોઇ પેસેન્જર નહિ હોવાથી અમીર પણ ત્યાં જઈને બેઠો તથા હાથમાં લીધેલું કામ કેવી રીતે પાર પાડવું એ સંબંધીતી તેઓ મસલત કરવા લાગ્યા.

( ૨ )

## બનાવટી જમાઈ.

બીજે દિવસે સવારે સ્હાડા સાત વાગ્યે ટ્રેઈન પુના સ્ટેશને જઇ પહોંચી. પીરૂ તથા અમીર નીચે ઉતરી પડયા. અમીરે એક કુલીના માથા ઉપર સામાન ગોઠવી દીધો. પીરૂ સ્ટેશનના સ્ટૉલ ઉપર જઇ ફુટનો એક કંડીઓ ભરાવી લાવ્યો. બહાર જઈ ટાંગામાં બેઠો. અમીર ગાડીવાન સાથે બેઠો. પીરૂએ કાગળ પત્રોમાંથી અયુબનાં શ્વસુરનું નામ-ઠામ જાણી લીધેલું હોવાથી ટાંગાવાળાને ઠેકાણું આપ્યું અને ટાંગો ચાલુ થયો. ટાંગાવાળો અયુબના શ્વસુર મુબારકઅલીને ઓળખતો હતો. કારણ કે પુનાની રેસમાં તેના ઘોડા દોડતા હતા. તેણે મુબારકઅલીના મકાન પાસે ટાંગો લઈ જઇને ઉભો રાખ્યો એટલે અમીરે નીચે ઉતરી પછી મકાનના દ્વાર પાસે જઈ પૂછ્યું :—"મીયાં સાહેબ છે કે ?"

આ વખતે અઢાર ઓગણીસ વર્ષની ઉમ્મરની એક નવજવાન હસીનાએ ઓટલા ઉપર આવી પૂછ્યું:–"કેમ, શું કામ છે?"

"તેમના જમાઈ કરાંચીથી આવ્યા છે." અમીરે તોપ મારી.

પીરૂ ટાંગામાંથી નીચે ઉતરી દમામથી ઉભો રહી એ હસીનાના રૂપ સૌંદર્યનું દર્શન કરતો હતો. માથા ઉપરનું ઓઢણું સહજ આગળ ખેંચી, પીરૂ તરફ એક હાસ્ય મિશ્રિત કટાક્ષ ફેંકી એ નાજનીન અંદર ચાલી ગઈ.

અમીરે આપેલો ઉત્તર મુબારકઅલીના સાંભળવામાં આવેલો હોવાથી વિના વિલંબે તેણે બહાર આવી કહ્યું:–"આવો–પધારો."

પીરૂ મુબારકઅલીને ખુશખબર પૂછતો તેની સાથે બેઠકખાનામાં જઈને બેઠો. તથા અમીર સરસામાન ઉતારી મકાનમાં લઈ જવા લાગ્યો.

બેઠકખાનામાં બેઠા પછી આવેલી કૉરીને ઈન્સાફ આપતાં પીરૂએ પૂછ્યું:–"અહીં સહુની તબિયત સારી છેને?"

પ્રૌઢાવસ્થાને પસાર કરી જવા આવેલા મુબારકે કહ્યું:–"હા. તમારા પત્રમાં તમે બુધવારે અહીં આવવા લખ્યું હતું. પરંતુ બુધવાર વીતી જવાથી અમને ઘણી ફીકર થયા કરતી હતી; ચાર દિવસની ઢીલ કેમ થઈ?"

"એક દોસ્તના આગ્રહથી મુંબઈમાં ચાર દિવસ વિશેષ રોકાવું પડયું. કાલે રાત્રે પણ મહામુશ્કેલીથી રજા મેળવી છે." પીરૂએ પ્રપંચના પાસા ફેંકવા માંડયા.

"પણ મુંબાઈથી એક પત્ર લખ્યો હોત તો અમને ફિકર ન થાત."

"પરંતુ ત્યાં વરસાદ એટલો બધો હતો કે, ઘરમાંથી બહાર નીકળવાની મરજીજ ન થાય." આમ કહી વાતને ટુંકમાં પતાવવાના હેતુથી પીરૂએ કહ્યું:–"સેકન્ડ કલાસની ટીકીટ લીધેલી હોવા છતાં રાત્રે બિલકુલ ઊંઘ આવી નથી. હવે તો બેએક કલાક આરામ લેવાની ઇચ્છા છે."

"હમણાંજ હું બંદોબસ્ત કરૂં છું" કહી મુબારક ઉઠયો, તથા તેણે મેડા ઉપર આવેલા એકાન્ત ઓરડામાં બિછાનાની ગોઠવણ કરી. પીરૂની સૂચનાથી અમીર પેલી કેનવાસની બૅગ અને ટ્રંક એ ઓરડામાં મૂકી આવ્યો. પછી પીરૂ મેડા ઉપર જઈ દ્વાર બંધ કરી બિછાનામાં સુઈ રહ્યો. અમીર એ ઓરડાના દ્વાર પાસે બ્હાર છજામાં બેઠો.

દશ બાર મિનીટ સુધી સુઇ રહ્યા પછી પીરૂ બિછાનામાંથી ઉઠયો તથા કેનવાસની બૅગમાંથી કાગળપત્રોનું બંડલ કાઢી તેમાં જે પત્રો નરગીસે તેના ખાવિંદ અયૂબ ઉપર લખ્યા હતા તે વાંચવા લાગ્યો. નરગીસે જે છેલ્લો પત્ર લખ્યો હતો તેનો સારાંશ નીચે પ્રમાણે હતોઃ-
"પ્રિયત્તમ!"

આજકાલ કરતાં પાંચ વર્ષથી તમે નોકરી ઉપર ચાલ્યા ગયા છો અને અત્રે હું તમારૂં દર્શન કરવાને તલપી રહી છું. તમે લખો છો કે, નોકરીમાંથી રજા મળતી નથી તો એવી નોકરીનું રાજીનામું આપી દો. પુરૂષ જાતને નોકરીની શી ખોટ છે? મુંબાઈ જેવા શહેરમાં તમારા જેવા ભણેલા ગણેલા માણસને વિના વિલંબે નોકરી મળી શકે તેમ છે. શાદી કરીને ગયા પછી તમે મારી બિલકુલ ખબર નથી લીધી એ તમે વ્યાજબી કર્યું છે કે? મારા જેવી અઢાર વર્ષની એક નવયૌવના માટે પિયુના વિયોગનું દુઃખ કેવું અસહ્ય હોય છે એનો કાંઇ વિચાર કરો છો કે? તમારા વિરહનું દુઃખ હવે હું વેઠી શકતી નથી; માટે મારા ઉપર દયા લાવી આ પત્ર મળે કે તરતજ અત્રે આવી તમે મને તમારી સાથે લઈ જશો."

લી० તમારી બાંદી,
નરગીસ.

પીરૂએ આવી રીતે એ બંડલમાંના બધા કાગળો એકેએક વાંચી લીધા. બરાબર દશ વાગ્યે તે એ ઓરડામાંથી બહાર નીકળી ગૌં. ઘોષ;

છજામાં ફરવા લાગ્યો. થોડા સમય પછી અમીરને ઓરડાની અંદર લઇ તેના હાથમાં એક દશ રૂપીયાની નોટ આપી પીરૂએ કહ્યુઃ–"આ નોટ લઈ તું ટાંગો ભાડે કરી કેમ્પમાં જા, તથા ઓલ્ટહોમની એક બાટલી લઇ આવ."

અમીર ચાલ્યો ગયો. પીરૂ એકલો પાછો છજામાં ફરવા લાગ્યો. એવામાં શર્માતી શર્માતી નરગીસ ધીમે પગલે તેની પાસે આવી. પીરૂએ ઓરડાની અંદર પ્રવેશ કર્યો, એટલે નરગીસ પણ અંદર ગઈ. તે પીરૂનેજ પોતાનો ખાવિંદ યાને શૌહર સમજી અંતરના આવેગથી ભેટી પડી. અયૂબના હાથની આંગળી ઉપરથી જે વીંટી મળી આવી હતી, તે પીરૂએ પોતાની આંગળી ઉપર પહેરી હતી. એ વીંટી બ્હાર કાઢી નરગીસની આંગળીએ પહેરાવી તેણે તેના ગુલેગુલાબી અધરોષ્ઠ ઉપર અનેક ચુંબન કર્યાં 'મ્હને જવા દો. કોઇ જોઇ જશે.' કહી લાજાળી લલના શયતાનના આલિંગનમાંથી છુટી થઈ. નરગીસે અયૂબ ઉપર પેલો જે પત્ર લખ્યો હતો તે પીરૂએ હાથમાં લઇ નરગીસને બતાવી કહ્યુંઃ–"દિલદાર! ત્હારો આ પત્ર મળ્યા પછી મારૂં દિલ ત્હારી પાસે આવવાને અધીર બની ગયું હતું." આમ કહી પીરૂએ પુનઃ નરગીસને આલિંગન કર્યું. નરગીસ બપોર પછી મળવા આવવાનું કહી પાછી નીચે ચાલી ગઈ.

ગોસલખાનામાં જઈ પીરૂ સ્નાન કરી આવ્યો, પછી તેણે ભપકાદાર કપડાં પહેરી લીધાં. મસ્તક પરના કેશ કાંસકી તથા બ્રશથી વ્યવસ્થિત કર્યા. પહેરેલાં કપડાં ઉપર અત્તરવાળા હાથ ધસ્યા. આવી રીતે એ શયતાન એક ગૃહસ્થની છોકરીનું હરણ કરી જવાનો પ્રપંચ ખેલવા લાગ્યો.

કલાકેકમાં અમીર ઓલ્ટહોમની બાટલી લઇ આવ્યો. બન્ને શયતાનોએ એ બાટલીમાંથી થોડો દારૂ કાઢી પાણી સાથે પી લીધો. પછી મુબારકના બોલવાથી પીરૂ બબરચીખાનામાં ખાણું લેવા ગયો. જમાઇ

આવેલો હોવાથી મુબારકની બીબી અમીનાએ વિવિધ પ્રકારની ખાદ્ય સામગ્રી બનાવી હતી. બિરિયાની, ચૅાપ, કટલેસ, પુડીંગ, કોરમો વગેરે સઘળી વાનીઓ તેણે તૈયાર કરી હતી. મુબારક અને પીરૂ સાથે ખાણું લેવા બેઠા. થોડી વાર પછી પીરૂએ કહ્યું:–" છ દિવસ પછી મારી રજા પૂરી થાય છે. ત્યાં સુધીમાં મારે ઈરાક જઈ નોકરી ઉપર હાજર થવું પડશે. મુંબાઇથી પરમ દિવસે ઉપડતી સ્ટીમરમાં કરાંચી જવાનું મેં નક્કી કરેલું છે, માટે આજે રાત્રેજ અમને અહીંથી રજા આપવાની વ્યવસ્થા કરજો." આમ કહી પીરૂએ પેલા પોતે વાંચેલા અયુબના કાગળપત્રોની પોતાને મળેલી બાતમીનો વાતચિતમાં એવી રીતે સફાઇથી ઉપયોગ કર્યો કે, તેને માટે કોઇને વ્હેમ ઉપજ્યો નહિ. મુબારકની બીબી અમીનાએ તેને નોકરી છોડી દઇ પુના આવી રહેવા કહ્યું; પરંતુ ધુર્ત પીરૂએ ચલાકીથી એ વાતનો પણ સમાધાનકારક ઉત્તર આપી દીધો.

નરગીસને સાથે મોકલવાની હોવાથી આખો દિવસ સરસામાન લાવવા બાંધવામાં પસાર થઈ ગયો. પીરૂએ નોકરી ઉપરથી મોકલાવેલા રૂપિયાની જરૂર જણાવેલી હોવાથી મુબારકે હિસાબ તપાસી આઠસો પચીસ રૂપિયા જમાઈના લેણી રકમ પીરૂને આપી દીધી. નરગીસ સાસરે જતી હોવાથી તેનાં સઘળાં ઘરેણાં ઉપરાંત તેને કપડાં લત્તાં તથા પરચુરણ ખરચ માટે એક હજાર રૂપિયા અમીનાના કહેવાથી મુબારકે આપ્યા.

અમીર એક નોકર તરીકે પીરૂની સૂચના પ્રમાણે વર્તતો હતો. રાત્રે સાડાદશ વાગ્યે ટ્રેઈન ઉપડતી હોવાથી સાડાનવ વાગ્યે તે એક ભાડાનો ટાંગો બોલાવી લાવ્યો. મુબારક સ્ટેશન સુધી બનાવટી જમાઇને મૂકવા ગયો. સ્ટેશને ગયા પછી પીરૂએ વિકટોરિયા ટર્મીનસની બે સેકન્ડ કલાસની ટીકીટ તથા એક સર્વન્ટ ટીકીટ લઈ લીધી. પીરૂ તથા નર-

ગીસ સેકંડ ક્લાસના કમ્પાર્ટમેન્ટમાં જઇ બેઠી તથા આમીર સર્વન્ટ કમ્પાર્ટમેન્ટમાં જઇને બેઠો. આ સમયે ટ્રેઇન ચાલુ થઈ. કાગળપત્ર લખવાની સૂચના આપી મુબારક ઘર તરફ વિદાય થયો.

ટ્રેઇન ચાલૂ થઇ એટલે પીરૂ વારંવાર નરગીસના મુખ તરફ કામાતુર દૃષ્ટિથી જોવા લાગ્યો. નરગીસે મૂલ્યવાન વસ્ત્રાલંકારો પહેરેલા હોવાથી તેના અંગમાંથી જાણે કે સૌન્દર્ય ઉભરી જતું હતું. પતિના લાંબા કાળના વિયોગથી વિરહનું દારૂણ દુઃખ ભોગવતી, જુવાનીના પૂર બહારમાં આવેલી એ નાજનીનના અંતરનો આનંદ આજે જાણે કે તેના અંતરમાં સમાતો નહતો. એ ભોળી બાળાને સ્વપ્ને પણ ખ્યાલ ન આવ્યો કે, તે ધુર્ત પ્રપંચીઓની જાળનો શિકાર થઈ પડી હતી. પીરૂને તે પોતાનો ખાવીંદ સમજતી હતી. તથા ઘણા કાળ પછી પતિનું મિલન થયું સમજી તેના તનમાં અજબ તાલાવેલી થતી હતી. પોતાની વેણીમાં તેણે ગુલાબ તથા મોગરાનાં પુષ્પો ગુંથેલાં હોઇ તેની સુવાસનો કમ્પાર્ટમેન્ટમાં વિસ્તાર થયો હતો. સેકન્ડ કલાસના કમ્પાર્ટમેન્ટમાં બીજું કોઈ પ્રવાસી નહિ હોવાથી પીરૂ પણ અંતરમાં ઘણી જાતના તર્કવિતર્ક કરતો હતો. છેવટે તેણે ટ્રંક ઉઘાડી. તેમાંથી ઑલ્ડટૉમની બૉટલ, બે કાચના ગ્લાસ અને એક લેમન બ્હાર કાઢી. એક ગ્લાસમાં થોડો શરાબ રેડી પીરૂએ તેમાં લેમનનું મિશ્રણ કર્યું. ઑલ્ડટૉમ નામના જીન દારૂની વાસ કોલન વૉટર જેવી આવતી હોવાથી તે સરાબ છે એમ નરગીસ સમજી શકી નહિ. પીરૂએ એ ગ્લાસને નરગીસ પાસે ધરી કહ્યું:–"જીગર આ દવા પી જા. એથી તને બે કલાક નિદ્રા આવશે તથા સ્હવારે તનમનમાં સ્ફુર્તિ આવશે."

નરગીસે થોડી આનાકાની કર્યા પછી ગ્લાસમાંના શરાબને દવા સમજી ઈન્સાફ આપી દીધો. ત્યાર પછી પીરૂએ પણ ત્રણ ચાર પેગ

કોરક્ષો ગ્લાસ પી લીધે તથા શરાબને બૉટલ, ગ્લાસ વગેરે સામગ્રી તેણે પાછી ટૂંકમાં મૂકી દીધી.

શરાબમાં સ્વાભાવિક રીતેજ ઉત્તેજક શક્તિ રહેલી હોવાથી નરગીસનું વિરહવ્યાકુળ દિલ વિશેષ ઉત્તેજીત બની ગયું. પીરૂનાં મનની સ્થિતિ પણ વિશેષ ઉત્તેજીત બની જવા લાગી, તેણે નરગીસ પાસે જઈ તેના ગુલેગુલાબી અધરોષ્ઠ ઉપર ચુંબન કરી કહ્યું:—"મારી જાન! મારા દિલમાં હવે એટલી બધી ઉલ્ફત થઇ ગઇ છે કે, તારા સિવાય એક મિનીટ પણ મને ચેન પડે તેમ નથી.

દિલ મેં પોશીદા તપે ફુરકત બુતાં રખતે હૈં,
આગ હમ સંગ કે માનિન્દ નિહાં રખતે હૈં.

આમ કહી પીરૂએ અત્યંત આવેશથી નરગીસને આલીંગન કર્યું.

( ૩ )

## શયતાનોનો સીતમ.

પીરૂ તથા અમીર સવારે નરગીસ સાથે બોરીબંદરના સ્ટેશને ઉતર્યાં. નરગીસને જો એકાએક વ્હાઈટ વેઈનમાં ગુલઝારને ઘેર લઇ જવામાં આવશે તો તે સઘળો ભેદ જાણી જઇ ગરબડ કરી મૂકશે એવા વિચારથી પીરૂએ પોતાના મન સાથે નવોજ બેત રચ્યો હતો. મુંબાઇના એક એકાંત લત્તામાં આવેલી મહમદી હોટેલમાં જઇ તે નરગીસ તથા અમીર સાથે ઉતર્યો. પીરૂએ ખાનગી રીતે અમીરને થોડી રોકડ રકમ આપેલી હોવાથી પાળેલો કૂતરો માલીક તરફ જેવી રીતે વર્તે તેવી રીતે તે પીરૂ સાથે વર્તતો. ત્રણ ચાર દિવસ સુધી પીરૂ ઓરડી ભાડે લઇ નરગીસ સાથે ત્યાં રહ્યો તથા એ સમય દરમ્યાન તેણે નરગીસ પાસેની રોકડ રકમ, તેનાં ઘરેણાં વગેરે પોતાના કબ્જામાં યુક્તિથી લઈ લીધું.

ચોથે દિવસે બપોરે પોતાની ઓળખાણવાળી એક બીજાર બાઇને જોવા જવાનું નિમિત્ત કાઢી નરગીસની સાથે પીરૂ હોટેલની બહાર

નીકળી પડયો. ફેનવાસની બેંગ, ટૂંક વગેરે સરસામાન લઈ એ કલાક પછી ગુલજારને ત્યાં આવવાની તેણે અમીરને ગુપ્ત રીતે સુચના કરી દીધી હતી. ભાડાની વિકટોરિયામાં બેસી પીરૂ નરગીસને કોર્નર પ્રાન્ટ-રોડ સુધી લઈ ગયો. પછી વિકટોરિયાને વિદાય કરી તે જાહેર રસ્તાના ત્યાગ કરી ગલીકુંચીને રસ્તેથી નરગીસને ગુલજારને ત્યાં લઈ ગયો.

આગલે દિવસે ગુલજારને છુપી રીતે મળી આવી પીરૂ બધી હકીકત સમજાવી ગયો હતો. તેણે કરેલી સૂચના પ્રમાણે ગુલજાર બીમાર હોવાનો ઢોંગ કરી મકાનના છેક અંદરના ભાગમાં એક પલંગની અંદર સૂઇ રહી હતી. એ મકાનમાં બીજો એક પલંગ જોવામાં આવતાં તથા એ ગંદકીવાળા લત્તાનો વિચાર કરતાં નરગીસના મનમાં સહજ શંકાનો ઉદય થયો. પરંતુ દૂધે દાઝેલું માણસ છાશ ફુંકી ફુંકીને પીએ એ સિદ્ધાંત પ્રમાણે પોતે જો એકાએક સંદેહ દર્શાવશે તો કદાચ ઘણા કાળ પછી મળી આવેલું સ્વામીના સંગનું સુખ અદ્દશ્ય થઇ જશે એવા ભયથી તે ચુપ રહી.

નરગીસે મકાનની અંદર પ્રવેશ કર્યો એટલે ચાલાકીથી પીરૂએ મકાનનું બારણું બંધ કરી દીધું. પછી એક બકરી ઉપર જેવી રીતે વિકાળ વાઘ તૂટી પડે એવી રીતે પીરૂ અંદર ગયેલી નરગીસના અંગ ઉપર ધસ્યો તથા નરગીસ મદદ માટે બૂમ મારે તે પહેલાં તો તેણે એ કોમળાંગીના મુખમાં બળાત્કારે કપડાનો ડૂચો મારી તેનું મ્હોં બાંધી લીધું. બીમારીનો ઢોંગ કરી પલંગમાં સૂઇ રહેલી શયતાનજાદી ગુલજાર પણ ઝડપથી બેઠી થઇ ગઇ તથા પ્રશંસાસૂચક દૃષ્ટિથી પીરૂના મુખ તરફ જોઇ રહી.

આ વખતે નરગીસના મનની કેવી સ્થિતિ થઈ ગઇ હતી તેનું યથાર્થ વર્ણન નિર્જીવ શબ્દોથી થઇ શકે તેમ નથી. તેના મનમાં ક્ષણ કાળમાં સેંકડો વિચાર ઉપજતા હતા. પોતે લુચ્ચા બદમાશ માણસોના

જુલ્મનો ભોગ થઇ પડી છે એમ હવે તે સ્પષ્ટ સમજી શકી હતી. શિકારીના બાણુથી વીંધાયલી હરિણીની માફક અથવા વાયુના કંપથી લતાની માફક તેનું સર્વાંગ થરથર ધ્રુજતું હતું. તેની અણિયાળી આંખોની નજરમાં ભય તથા તિરસ્કારનો ભાવ તરી આવ્યો હતો.

પીરૂ જેવા પુરૂષ વેશધારી રાક્ષસના અંતઃકરણમાં લેશ માત્ર પણ દયા ઉપજવાનો સંભવ નહોતો. ગુલજાર પણ જીવતા દોજખમાં રહી ક્રુરતાની જીવતી પુતળી બની ગઇ હતી. પીરૂ ભય દર્શાવતાં બોલી ઉઠયોઃ–"નરગીસ ! જો તું સીધી રીતે અમારા કહેવા પ્રમાણે વર્તીશ તો તારા ઉપર કોઈ પણ પ્રકારનો જુલ્મ ગુજારવામાં આવશે નહિ. તને ખાવાપીવાનું તથા પહેરવા ઓઢવાનું પણ દુઃખ પડશે નહિ; પરંતુ જો તું દુરાગ્રહ કરી અમારી ઇચ્છા વિરૂધ્ધ વર્તીશ તો હવે કોઈ પણ રીતે તારો અહીંથી છુટકારો થનાર નથી. ખુદ ખુદા પણ તને આમાંથી છોડવી શકનાર નથી. સંકેતથી અમને કહે કે તું અમારી ઇચ્છા પ્રમાણે વર્તવાને તૈયાર છે કે નહિ ?"

નરગીસે પોતાના આજ સુધીના જીવનમાં કદાપિ આવો ભયંકર પ્રસંગ અનુભવ્યો નહોતો. સોનેરી ટોળીનાં કપટ કારસ્થાનોનો તેને અનુભવ થયો નહતો. શું કરવું તથા કેમ વર્તવું તેની કાંઈ સુઝ નહિ પડવાથી તેણે પીરૂના પ્રશ્નના ઉત્તરમાં મસ્તક હલાવી તેના કહેવા પ્રમાણે વર્તવાની સંમતિ દર્શાવી. પીરૂએ પોતાના ખીસ્સામાંથી એક રીવૉલ્વર બહાર કાઢી નરગીસને સંબોધીને કહ્યું:–"તારા મોં માંનો ડુચો હમણાંજ કાઢી નાખવામાં આવશે તથા તારી સાથે સ્પષ્ટતાથી સઘળી વાતચીત કરવામાં આવશે; પરંતુ મોં ખુલ્લું થયા પછી તું જો બૂમબરાડા પાડીશ અગવા તો ગરબડ કરીશ તો તત્કાળ ગોળી છોડી તારો જીવ લેવામાં આવશે. મૃત્યુનો તને સહજ પણ ભય હોય તો તું અમારા કહેવા પ્રમાણે વર્તજે. કેમ કબૂલ છે ?"

રાક્ષસના હાથમાંની રિવૉલ્વર જોઈ નરગીસ વિશેષ ગભરાઈ ગઈ હતી. તેણે પુનઃ મસ્તક હલાવી સંમતિ દર્શાવી. પીરૂએ અર્થસૂચક દૃષ્ટિથી ગુલજાર તરફ જોઇ કહ્યુંઃ–"તું નરગીસના મુખ ઉપરનું બંધન છોડી તેના મોમાંનો ડુચો બ્હાર કાઢી નાંખ"

ગુલજારે પીરૂની આજ્ઞાનો અમલ કર્યો. પછી પીરૂએ નરગીસને એક ખુરસી ઉપર બેસાડી. ગુલજાર તેની નજીક પલંગ ઉપર બેઠી તથા પીરૂએ સામે પડેલી એક ખુરસી ઉપર સ્થાન લઇ કહ્યુંઃ–"નરગીસ! તું તારા ઘરનો તથા માબાપનો ત્યાગ કરી હું તારો ધણી નહિ હોવા છતાં મારી સાથે પાંચેક દિવસ મારી ધણિયાણી તરીકે રહેલી હોવાથી તારી પાકદામન ઉપર હમ્મેશાં ને માટે દાઘ લાગેલો છે. વિચાર કરી જો કે. ગયરમરદ સાથે રહેલી કોઇ પણ સ્રીનો મુસલમાન સમાજ અથવા હિંદુ સમાજ ફરીથી સ્વીકાર કરે છે કે? તારો અસલ ખાવિંદ આ વાત જાણે તો તે પણ તને પોતાની બીબી તરીકે પોતાના ઘરમાં ન જ રાખે. આવી હાલતમાં તારો અમારા કહેવા પ્રમાણે વર્ત્યા સિવાય છુટકારો નથી. કહે તારો શો જવાબ છે?"

નરગીસનાં બન્ને નયનમાં અશ્રુજળ ભરાઇ આવ્યું હતું. તેણે કહ્યુંઃ–"તમે કોણ છો તથા શા ઇરાદાથી મને અત્રે લઈ આવ્યા છો એ હું સમજી શકતી નથી. વળી મારા શૌહરનાં ખત પત્રો, તેમના હાથની વીંટી વગેરે તમને ક્યાંથી મળી આવ્યું! અમારા ઘરનું ઠામ ઠેકાણું તથા એ સંબંધીની માહિતી તમને કેવી રીતે મળી?"

પીરૂ કુટિલ હતો. નરગીસના આ પ્રશ્નોના ખરા ઉત્તરો આપવામાં નવ્વાણું ટકાનું જોખમ સમાયયું હતું તે એ તત્કાળ સમજી શકયો. પ્રાસંગિક સમયસૂચકતા વાપરી તેણે કહ્યુંઃ–"નરગીસ! એ બધી હકીકત તારે જાણવાની જરૂર નથી; છતાં તારા શૌહર તરફથી કોઇપણ પ્રકારની તારી તપાસ નહિ થાય. કેવળ તારાં માબાપો તારૂં હરણ

થયાની ખબર પડતાં તારી તપાસ કરે એ બનવા જેવું છે; માટે તેઓ સાહેબને કોઈ પણ પ્રકારે હેરાન ન કરે એ માટે પ્રથમથી જ આપણી તરફથી અમુક રીતનો ચોક્કસ બંદોબસ્ત થઈ જવાની જરૂર છે. મેં એ સંબંધી બે પત્ર લખી રાખ્યા છે; તેમાં હમણાંજ તારે સહી કરી આપવી પડશે. તું ભણેલી હોવાથી સહી સહેલાઇથી કરી શકીશ એ હું જાણું છું. જો એ કાગળો હું તને વાંચી સંભળાવું છું."

આમ કહી પીરૂ પોતાના ખીસ્સામાંથી એક પત્ર કાઢી તે વાંચી સંભળાવવા મંડયો. પ્રથમ પત્રમાં નીચેના અર્થની હકીકત લખી હતી.

" જે ગૃહસ્થ મારે ઘેર મહેમાન તરીકે પુનામાં આવ્યા હતા તે મારા શોહર નથી એમ હું જાણી શકી હતી; પરંતુ મારા શોહર ઘણાં વર્ષથી અર્થાત્ શાદી થઈ ગયા પછી મને તેમની સાથે તેડી ગયેલા નહિ હોવાથી હું ઇશ્કના દર્દથી આજાર બની ગઇ હતી. એ ગૃહસ્થનું નામ પીરૂ હોઈ મેંજ તેમને મારા શોહર તરીકે મારાં માબાપને ઓળખાણ આપી મને તેમની સાથે લઇ જવાનું સમજાવ્યું હતું. હું મારી રાજી-ખુશીથી માબાપનો ત્યાગ કરી તેમની સાથે ચાલી જાઉં છું. આ સંબંધી ભવિષ્યમાં તેમને કોઇ કાંઇ હરકત ન કરી શકે એટલા માટેજ મેં તેમને આ કબૂલત લખી આપી છે; આમ છતાં જો તેમને કોઇના તરફની કાંઇ નુકસાન વેઠવું પડશે તો તેને માટે હું જ જવાબદાર છું."

ઉપરનો પત્ર વાંચી સંભળાવ્યા પછી પીરૂએ બીજો પત્ર નીચેના અર્થનો વાંચી સંભળાવ્યો.

" પીરૂ સાથે મુંબાઇ આવી રહ્યા પછી કેટલાંક કારણોને લીધે તેમથી સાથે રહેવાનું મને નહિ ફાવવાથી હું મારી રાજીખુશીથી તેમને છોડી વ્હાઇટલેનમાં રહેતી ગુલજાર નામની જાહિર બજારમાં બેસનારી સ્ત્રીને ત્યાં રહી છું. મારા ઉપર કોઇના તરફથી બળાત્કાર કરવામાં આવ્યો નથી તથા મને મારી ઇચ્છા વિરૂદ્ધ એવી કોઇ ફરજ પાડવામાં

આવી નથી. ગુલજારે મને પોતાને ત્યાં રાખી એક હજાર રૂપિયા મને આપ્યા છે. જ્યાં સુધી હું એ રૂપિયા તેને પાછા ન આપું ત્યાં સુધી મારા તરફની સઘળી કમાણી ઉપર તેનો હક છે. મારી ખોરાકી પોશાકીનું ખર્ચ હું તેની પાસે રહું ત્યાં સુધી તેને વેઠવાનું છે. ત્રણ વર્ષ સુધી હું તેની સાથે રહેવા આ કરારથી બંધાઉં છું; ત્યાર પછી હું તેને તેના રૂપિયા આપી છુટી થવું હોય તો આ કરારથી છુટી થઈ શકું તેમ છું. હવે પીરૂ સાથે મારે કોઈ પણ પ્રકારની લેવાદેવા નથી તથા તેમની સાથે મારૂં કાંઇ લેણુદેણુ નથી."

ઉપરોક્ત બન્ને પત્રો વાંચી સંભળાવ્યા પછી પીરૂએ કહ્યું:– " નરગીસ ! આ પત્રો ઉપર તારે સહી કરી આપવી પડશે તથા તેમાં લખ્યું છે તે પ્રમાણે તારે ગુલજારના સહવાસમાં રહી તે કહે એ પ્રમાણે વર્તવું પડશે."

એ પત્રોની હકીકત સાંભળી નરગીસ ગંભીર વિચારમાં પડી ગઈ. પીરૂ શા હેતુથી તેને ઉપાડી લાવ્યો હતો તે એ હવે સમજી શકી. તેણે સજળ નયને દયાજનક સ્વરે કહ્યું–" હું તમને કરગરીને કહું છું કે, તમે આવી રીતે મારી જીંદગીની પાયમાલી ન કરી નાખો. મારી પાસે જે જરજોખમ છે તે બધું લઇને પણ જો તમે મારો છુટકારો કરશો તો હું ગુપચુપ મારા પિતાના આશ્રયમાં ચાલી જઈશ. એમ કરવાથી જે કાંઈ બન્યું છે તે ગુપ્ત જ રહેશે તથા મારા શૌહર મારો સ્વીકાર કરી મને સુખી કરશે."

પીરૂએ આજે પુષ્કળ મદ્યપાન કરેલું હોવાથી તેનો મિજાજ ગરમ થઈ ગયો હતો. તેણે કઠોર સ્વરે કહ્યું:–" નરગીસ ! દયા અથવા રહમ કોને કહે છે એ અમે જાણતાં જ નથી. તું તો અમારી પ્રૉમિસરી નોટ અથવા હમ્મેશાં વટાવી શકાય એવી હુંડી છે. વળી જો તું અમારી ઇચ્છાનુસાર વર્તીશ તો તને અત્રે કોઇ પણ રીતે દુઃખી નહિ કરવામાં

આવે. આમ છતાં અમુક સુધી તમે સ્વતંત્ર રીતે હરવા ફરવાની છુટ તો નહિ જ મળી શકે. મરજી હોય કે નામરજી હોય તો પણ તારે આ પત્રો ઉપર સહી કરી આપવી પડશે." આમ કહી પીરૂએ નરગીસના કંપતા હાથમાં હોલ્ડર આપી બન્ને પત્રો તેની આગળ ધર્યાં.

નરગીસે મનમાં ને મનમાં ખુદાનું સ્મરણ કરીને કહ્યું:-" હે દીન દુનિયાના માલિક ! પરવરદીગાર ! મારા ઉપર રહમ્ લાવો. મેં જાણી જોઇને કોઈ પણ પ્રકારનું પાપ કર્યું નથી. શયતાનોએ પ્રપંચથી મને છેતરી છે. એ ખુદા ! હું ખરી રીતે નિર્દોષ છું. હવે તમારા સિવાય બીજું કોઇ મારૂં મદદગાર નથી. આ જાન જશે તો પણ હું હવે આ પાપીઓની ઇચ્છા કબુલ રાખનાર નથી."

પોતાના મન સાથે આવો દૃઢ નિશ્ચય કરી, હિંમત લાવી નરગીસે કહ્યું-"તમે જે હેતુથી મને અત્રે ઉપાડી લાવ્યા છો એ હેતુ પાર પડનાર નથી. મારા જેવી એક નેક ઓરતને ફસાવવા માટે ખુદાને ત્યાં તમારે જરૂર જવાબ આપવો પડશે. મને કોઇ આશ્રય નહિ આપે તો ભિખ માગીને હું મારૂં પેટ ભરીશ; પરંતુ જાણી જોઇને હું આવી નરકની ઊંડી ખાઈમાં નહિ જ પડું. તમે જે રસ્તે મને લઈ જવા માગો છો તે જીવતા દોજખમાં જવાનો રસ્તો છે."

પીરૂએ વિશેષ ઉત્તેજિત બની જઇ કહ્યું:-" કળી ચુંટાઈ ગયા પછી તેની કાંઈ કિમ્મત નથી, કાચ ભાગ્યા પછી તેને સાંધી શકાતો નથી, તેવીજ રીતે એક સ્ત્રીની પાકદામન ઉપર ધબ્બો લાગ્યા પછી તે નેકીની પુતળી થઈ શકતી નથી.

તૂટેલા તાર વીણાના ન સંધાતા કદિ પાછા;
ફૂટેલા કાચના કકડા, ન સંધાતા કદિ પાછા;
ગઇ જો પાકદામન તો, સતી કુલટા ગણાયે છે;
બદી ને નેકીના સાંધા, ન સંધાતા કદિ પાછા."

ધીમે ધીમે ગુલજારનો પીત્તો પણ તપી આવ્યો હતો. તેણે કહ્યું:–
"નરગીસ! પીરના કહેવા પ્રમાણે વર્તવામાંજ તારૂં કલ્યાણ છે; નહિ
તો વિના કારણ જીવથી જઇશ. શું તને તારો જાન પ્યારો નથી?"

નરગીસ:–"જાન કરતાં ઇમાન મને વિશેષ પ્યારો છે. આ
દોજખની સરદારી કરતાં બેહસ્તની ગુલામી મને વિશેષ પસંદ છે."

પીર બોલી ઉઠયો:–"બેહસ્તની હુરી, તારૂં ગુમાન હમણાં જ દૂર
થઇ જશે–મારો આ તમંચો તારા ચસકી ગયેલા ભેજાંને ઠેકાણે લાવશે."

થતી તું નેકીની પુતળી, જહન્નમનો હું અફસર છું;
ફરેલા ભાગ્ય ત્હારાનું, હવે હું એક ચાકર છું.
ત્યજી ઇમાનની વાતો, સમયને માન આપી દે;
મરણનો ડર મને સ્થાપી તું ઉત્તર એક આપી દે.

હું તને દશ મિનીટનો વખત વિચાર કરવા આપું છું. ત્યાં સુધીમાં
છેલ્લો ઉત્તર મળવો જ જોઇએ."

નરગીસે પ્રથમના જેવા દૃઢ સ્વરે કહ્યું:–"મને વિચાર કરવાની
કાંઈ જરૂર નથી. મારો ઉત્તર એક છે.

કરો આ દેહના ટુકડા અને વળી લોહી પણ પીઓ,
જબાંને છેદી નાખો પણ નહિ ઉત્તર કદિ ફરશે.
ભલે ગોળી તમે છોડી, હ્રદયને વીંધી નાખો પણ,
છતાં પોકારશે આત્મા, નહિ ઉત્તર કદિ ફરશે.
બની નિર્ભય, નથી પરવા, સીતમગરના સીતમ કંઇ,
કદિ આકાશ શિર તૂટે છતાં ઉત્તર નહિ ફરશે.

તમે ચ્હાયે તેટલો જુલમ ગુજારો; પરંતુ મને તેની પરવાહ નથી.
જાન કરતાં ઇમાન માટે હું તમારા જેવા દોજખના શયતાનોનો સીતમ
સહન કરવા તૈયાર છું."

પીરૂએ ઠઠ્ઠા કરતો હોય એવા ભાવથી કહ્યું:-"વાહ વાહ! આજ કાલના જમાનામાં આવું જોરદાર ભાષણ નાટકના તખ્તા ઉપર જ શોભે તેમ છે.

કરવું સદાય કઠિન ને બકવું હમેશાં સ્હેલ છે,
જીવ આપવો મુશ્કિલ ને બસ વાત કરવી સ્હેલ છે;
ઇમાન ને નેકીતણું ગુમાનૂ રહેશે બે ઘડી,
જુલ્મના વર્ષાદથી વશ કરવી તુજને સ્હેલ છે.

જો હવે તને સાફ સાફ કહી દઉં છું કે, તારો આવો દુરાગ્રહ કાયમ રાખીશ તો તેનો નતીજો બુરો આવશે.

નેકીની વાતો કરી તું મોજ કર અહીં બે ઘડી,
ધર્મનાં જે ઢોંગી પુતળાં, જીવશે બસ બે ઘડી;
તારી જુવાની છે ખીલી, ભોગી ભ્રમર કો ના મળે,
વન ઝુંપડી ત્યાગી હવે તું મોજ કર અહીં બે ઘડી.

નરગીસ! તું શી હઠ કરે છે. તારો શૌહર તને ત્યાગી દેશ વિદેશમાં ભટકે છે. તારૂં ગુલશન જોબન એળે ચાલ્યું જાય છે. તારા યૌવનબાગનો બહાર ઉડી જાય છે-તારા રસનો દરિયાવ સુકાઈ જાય છે.

જોબન તણા મદમાં ઝુકે પણ જોર જોબનનું જશે.
આ ચાંદની દિન ચારની પલમાંહી બસ ચાલી જશે.

નરગીસ:-"બસ બહુ થયું, તારા શબ્દો સાંભળી હું મારા કાનને નાપાક કરવા નથી ઇચ્છતી. તું બે ઘડીની મોજ માટે મારી પાકદામનની પાયમાલી તથા ખાનાખરાબી કરવાનું જણાવે છે; હું ખુદાના દરબારમાં હમેશાંને માટે નેકીની મોજ-મજાહ માગું છું-હમેશાંને માટે આરામનું બુલંદ સ્થાન માગું છું."

પીરૂ:-"ઠીક છે, જુવાનીના જોશમાં તું જાત પર જાય છે."

નરગીસઃ–" નહિ નહિ, આ તો દોજખના દરબારમાં શયતાનોની સામે જન્નતની હૂરીનું સ્વરૂપ દેખાય છે, તારી એ ઘડીની મોજ એ જીવન સૂધી બળી મરવાની ખાકસાર ચિતા હોઈ તે છેવટે સહુને આહ્નો ઉચ્ચાર કરાવે છે ત્યારે મારી નેકનિયત જહન્નતમાં કાયમને માટે મોજ મજાહ કરાવે છે. એ મોજ આગળ ઘડી પળનો હિસાબ તુચ્છ છે."

પીરૂઃ–" આ રંગરાગ કયાં સુધી ટકશે? અમારા જુલ્મ આગળ તારૂં સર ઝૂકી પડશે.

નરગીસઃ–" આ રંગરાગ નથી અને હસાહસ પણ નથી; પરંતુ જાતનો જવાબ છે."

પીરૂઃ–" તો પછી પસ્તાશે."

નરગીસઃ–"ઠીક છે જોઇ લેવાશે." જો સાંભળઃ—

ગગનમાં ગાજતા મેઘો નહિ કહિ એ વરસવાના,
ભસે છે શ્વાન જે બહુએ નહિ તે તો કરડવાના;
ગુમાની જે બની ગાંડા કરે મુખે બહુ બકવા,
કહિ ના હામ ભીડીને કંઇ એ કામ કરવાના.

પીરૂઃ–" શું તું મને કૂતરો કહે છે?"

નરગીસઃ–"કૂતરો પણ તારાં કરતાં વિશેષ ઇમાનદાર છે."

પીરૂઃ–"મારૂં આવું ભયંકર અપમાન?"

નરગીસઃ–" આ અપમાન તારે માટે ઓછું છે શયતાન?"

પીરૂઃ–" ઓ ખૂબસુરત બલા! તું વિશેષ બહેકી સાર નહિ કાઢે. તું યાદ રાખ કે, તારા શૌહરની ભટકતી જીંદગીને આ જહાનમાંથી નાબુદ કરી નાખવામાં આવી છે. તારી ભવિષ્યની સંસારી જીંદગીને અમારી ગુલામીમાં સપડાવવામાં આવી છે."

નરગીસઃ—"તું શું કહે છે એ હું સમજી શકતી નથી. શું મારા શૌહર, મારી આંખોનું નૂર, મારા દિલનો આરામ હયાત નથી?"

પીરૂઃ—"ના, તું અમારા પંઝામાંથી છુટી હવે તેની ગોદમાં ભરાઈ શકનાર નથી—ખુદ ખુદા પણ હવે તને તારો શૌહર મેળવી આપનાર નથી. તારી જીંદગીને શરૂઆતથી જ અમે બિયાબાન કરી નાખી છે અને હજી તને અમારો ઇરાદો પાર પાડવાને જ જીવતી રાખી છે."

સનમ સાકી તણા સોદા અહીં હરરોજ થાયે છે;
લીલામો રૂપનાં થાતાં, ગુણો ના કંઇ પૂછાયે છે.

નરગીસઃ—"ઓ જુલ્મગાર ખવીસો! મનુષ્યના અવતારમાં ઉત્પન્ન થયેલાં પિશાચો! શું મારો કમનસીબ શૌહર પણ તમારો શિકાર થયો છે? તમારા નાપાક હાથોથી તેની જીંદગીનો ચિરાગ બુઝાઈ ગયો છે? ઉફ્! ઓ ખુદા! હું આ શું સાંભળું છું?! આહ! મારી આંખોએ અંધકાર ફરી વળ્યો છે—ઉફ્! આ નરકમાંથી—કસાઈઓના કારખાનામાંથી કોઈ આ ગરીબડી ગાયને બચાવો."

અત્યાર સૂધી ચુપ બેસી રહી સઘળો ખેલ જોતી ગુલજાર હવે સ્થિર રહી શકી નહિ. તેણે કહ્યુંઃ—"શયતાનજાદી! ચુપ કર. હવે જો તારી જબાંથી એક લફ્જ પણ ઉચ્ચારીશ તો જીવથી જઈશ. (પીરૂ તરફ જોઈ) પીરૂ! તું શું જોયા કરે છે? હમણાં જ એના ગળામાં ડુચો મારી એને આ પલંગ સાથે બાંધી દે.

(૪)

## ચોરનો ભાઈ ઘંટીચોર.

એક તરફથી પીરૂ નરગીસને સાથે લઈ જ્યારે વ્હાઈટલેડીમાં ગયો ત્યારે તેણે અમીરને હોટેલમાંનો સઘળો સરસામાન લઈ બે કલાક પછી ગુલજારને ત્યાં આવવાની છુપી રીતે સૂચના આપી હતી. પીરૂના આવ્યા

ગયા પછી હોટેલમાં એકલો પડેલો અમીર સ્વગત વિચારવા લાગ્યોઃ– "બચ્ચા અમીર! બે ત્રણ વર્ષ સુધી તું નિરાંતે બાદશાહી ભોગવી શકે એટલી માલમત્તા તને સહેલાઇથી મળી આવી છે. નરગીસની પેટીમાં ઓછામાં ઓછી બે અઢી હજાર રૂપિયાની માલમત્તા હોવી જોઇએ. એ માલમત્તા પીરૂ તથા ગુલજારને સોંપવાથી તારો દિવસ વળનાર નથી. એ માલમત્તા કોઇ મારવાડીને ત્યાં વેચી દઇ છુમંતર થઇ જા અને આજકાલ ચાલુ થયેલી પુનાની રેઇસ અથવા ઘોડદોડમાં ઘોડા દોડાવી ઘડીના છઠ્ઠા ભાગમાં માલદાર બની જા.

નસીબે આપી ચારી જે ગુમાવે તે બધા ગાંડા,
કરે લક્ષ્મી તિલક ને જે ફરી બેસે મરે ગાંડા;
મળે ના યોગ આવા ભાગ્યને ઉલટાવવાને બહુ,
ગુમાવે યોગ જે એવા, જગત તેને ગણે ગાંડા.

માટે દોસ્ત અમીર, આ મળી આવેલા લાભને ગુમાવે તો તારા જેવો ગાંડો કોઇ નથી. બસ એજ નિશ્ચય." આવો નિશ્ચય કરી અમીર બાંધી રાખેલો સરસામાન લઇ એક ભાડાની વિક્ટોરિયામાં બેસી કોલાબા તરફ આવેલા એક સાધારણ ભઠિયારખાનામાં ગયો તથા ત્યાં એક ઓરડી ભાડે લઇ તેણે પોતાની પાસેનો સઘળો સરસામાન ઓછીવતી કિંમતે વેચી નાખવાનો પ્રયત્ન કર્યો.

મુંબઇમાં કેટલાક એવા મારવાડીઓ અસ્તિત્વ ધરાવે છે કે, જેઓ સો રૂપિયાનો માલ પાંચ પચીસમાં પડાવી પોતાની તીજોરી તર કરવાની ઇચ્છા રાખે છે. લોભીઆ વસે ત્યાં ધુતારા ભુખે ન મરે એ લોકોક્તિ પ્રમાણે પીરૂએ પણ લગભગ ચારેક હજાર રૂપિયાનો સરસામાન અને ઘરેણાં ગાંઠાં વેચી નાખી એક માલદાર મારવાડી પાસેથી રૂપિયા બે હજાર રોકડા મેળવ્યા. તથા બીજે દિવસે પુનાની રેઇસ હોવાથી તેણે એ રકમ લઇ રેઇસમાં જવાનો સંકલ્પ કર્યો.

પુનાની રેઇસ સીઝન જુલાઈ માસની આખરે યા તો ઑગષ્ટની શરૂઆતથી ચાલુ થઈ ઑક્ટોબરની લગભગ ૧૫ મી તારીખ સુધી ચાલે છે. આ અઢી માસ જેટલી મુદતમાં રેઇસ સોળ દિવસ માટે અને તે પણ મુખ્યત્વે કરીને મંગળ, શનિ અને બુધવારે દોડે છે. જી. આઈ. પી. રેલ્વે કંપની આ રેઇસના દિવસોએ ખાસ સ્પેશિયલ ટ્રેઇનો દોડાવતી હોઈ તેમાંની એક ફર્સ્ટ ક્લાસ પેસેન્જરો અને બીજી સેકંડ ક્લાસ પેસેન્જરો માટે દોડાવવામાં આવે છે.* ફર્સ્ટ ક્લાસનું જવા આવવાનું એક સીટનું ભાડું એન્ટ્રેન્સ ફી સાથે લગભગ રૂપિયા ૨૦ આપવું પડે છે અને સેકંડ ક્લાસ સીટનું સેકન્ડ ક્લાસની એન્ટ્રેન્સ ફી સાથે લગભગ રૂપિયા ૧૩ આપવું પડે છે, સેકન્ડ ક્લાસ રેઇસ સ્પેશિયલ વિક્ટોરીયા ટર્મિનસથી સવારે સાડા નવ વાગે ઉપડી બપોરના ૧-૪૦ કલાકે પુના પહોંચે છે. તથા પુનેથી રાત્રે આઠ વાગે ઉપડી ૧૨-૧૪ કલાકે પાછી વિક્ટોરિયા ટર્મિનસ ઉપર આવી પહોંચે છે. ફર્સ્ટ ક્લાસ સ્પેશિયલ મુંબાઇથી સવારે દશ વાગે ઉપડી બપોરે ૨-૧૦ કલાકે પુના જઈ પહોંચે છે તથા પુનાથી સાંજે ૭-૩૫ કલાકે ઉપડી રાત્રે ૧૧-૫૩ કલાકે પાછી મુંબાઈ આવે છે.

અમીર સંબંધીની હકીકત લખતાં પહેલાં મુંબાઇથી પુના સુધીના રસ્તાની થોડી માહિતી આપવાનું અમે પ્રાસંગિક ધારીએ છીએ.

મુંબાઇથી પુના જતી રેલવે લાઇન પશ્ચિમ ભારતના કેટલાંક ઘણા જ સુંદર અને ચિત્તાકર્ષક પ્રદેશમાંથી જાય છે. બોરીબંદર કિંવા વિક્ટોરિયા ટર્મિનસ સ્ટેશનનો ત્યાગ કર્યા પછી ટ્રેઇન કોકણના સપાટ પ્રદેશ ઉપરથી પસાર થાય છે. ધીમે ધીમે આસપાસના દેખાવની રમણીયતા તથા કુદરતની કમનીયતા નયનમનનું રંજન કરે છે તથા વચ્ચે વચ્ચે

*૧૯૨૪ ની રેઇસ સીઝનથી જી. આઇ. પી. કંપનીએ એક થર્ડ ક્લાસ રેઇસ સ્પેશિયલ દોડાવવાની પણ વ્યવસ્થા કરેલી છે.

રૂપાળી ન્હાની મ્હોટી ટેકરીઓ આગળ આવતી ગગનચુંબિત પર્વતની હારમાળાની અગાહી આપે છે. એકવીસ માઇલે થાણાનું સ્ટેશન આવતું હોઇ તે પહેલાં પોરચુગીઝોનું થાણું હતું. થોડા માઈલ ટ્રેઈન આગળ વધે છે એટલે ખારા પાણીની ખાડી ઉપર આવેલું કલ્યાણ સ્ટેશન નજરે પડે છે. એ એક ઐતિહાસિક સ્થાન હોઈ ઉત્તર તરફ જતી રેલ્વે લાઈન ત્યાંથી જુદી પડે છે.

કરજત સ્ટેશનેથી ટ્રેઇન એન્જીન બદલી બોરઘાટ ચઢવા માટે ઘણું મજબૂત એન્જીન લગાડે છે. કરજંત મૂકયા પછી એક માઇલે એ ઘાટ શરૂ થાય છે. રેલ્વે લાઇનિનું પ્રથમ ચઢાણુ ખોપોલી ખીણુની ઉત્તર તરફ આવેલી પહાડની હાર ઉપર થાય છે. તથા અહીંથી ટ્રેઈન જ્યારે ઉંચે ચઢવા માંડે છે ત્યારે સાહસિક અંગ્રેજોની ઇજનેરી માટે સહુ કોઇના મનમાં અજાયબી ઉપજે છે. એ ચઢાણુ રિવરસિંગ સ્ટેશન સુધી પહોંચે છે. રિવરસિંગ સ્ટેશન નજીક ખીણુની નીચે ખોપોલી ગામ જોવામાં આવે છે. એ ગામની પાસે એક તળાવ હોઈ તે પણું એક ઐતિહાસિક સ્થાન છે. રેલ્વે લાઇનની બરાબર ઉપર બેટરી હિલ નામની ટેકરી આવેલી છે. ડયુક ઑફ વેલિંગ્ટનના લશ્કરે મરાઠાઓ સાથે લઢાઈ કરતાં થોડો સમય આ ટેકરી સાચવી રાખેલી હોઇ તે ઉપરથી તેનું આવું નામ પડયું છે. નીચેથી ઉપર જતાં ૮ પુલ તથા ૨૫ ભોંયરાં આવે છે તથા તેની બધી લંબાઈ ૨૫૦૦ વાર છે.

આ સીઝનમાં આકાશમાંથી વારંવાર સંતાકુકડી જેવી વૃષ્ટિ પડતી હોવાથી પર્વતની હારમાળાઓ ઉપર લીલો ગાલીચો બિછાવેલો હોય એવી હરિયાળી ઉગી નીકળી હોય છે. માફકસર ઠંડો પવન મનને તાજગી આપે છે તથા પર્વતમાંથી વહેતા ઝરાઓ મુંબઈની ધામધૂમ અને ગડમથલ ભૂલાવી કુદરતના કોઇ અગમ્ય વિચારો તરફ અંતરને આકર્ષે છે પહાડોની ઘટા, પ્રકૃતિનું લીલું સૌન્દર્ય તથા ચારે તરફ

બનાઈ રહેલું અમીર આમિનનું સઘળાંમાં માનવબુદ્ધિસંપન્ન પ્રભુની પ્રભુતા તથા અકલ્પનીય ક્ષમતાનો પરિચય કરાવે છે તથા સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ભાઈની માનવ સૃષ્ટિમાંથી ઉત્પન્ન થયેલો સુંદરગિરિનો પ્રદેશ આવોજ હોવો જોઈએ એવો ક્ષણકાળ માટે ભાસ થાય છે.

આ પહાડ ઉપર રેલ્વે બાંધતાં જે મોઢામાં મોટી મુશ્કેલી નડી હતી તે પાણીની હતી. ન્હાના ઝરાઓ જે કદાચિત્ રેલ્વે લાઈન પાસે મળી આવતા તેમાંથી ગરમીની ઋતુમાં મજુરોને પીવા જેટલુ પાણી પણ મળતું નહોતું. ચઢાણના ઉપલા ભાગનું કામ ચાલતું હતું ત્યારે ખાંડાળાથી પાણી મંગાવવામાં આવતું હતું. જ્યારે કામ ઘણી ઝડપથી ચાલતું હતું ત્યારે ૧૫૦૦ બળદો પાણી લાવવા માટે રાખવાની જરૂર પડી હતી.

વર્ષની અંદર નવ મહિના સુધી રેલ્વે લાઈનનું કામ થઈ શકતું હતું. વધારેમાં વધારે ૩૩૦૦૦ માણસોને એ કામ માટે રોકવામાં આવ્યાં હતાં. ૧૮૬૨ની ૩૦ મી માર્ચે કામ શરૂ થયા પછી સવાસાત વર્ષે બે બાર એન્જીન અને ૩ ખાડંની બ્રેકોની બનેલી એક ગાડી પહેલીજ વખતે દોડાવવામાં આવી હતી. તે બાવન મિનિટમાં ૧૩॥ માઈલ દોડી હતી. અસ્તુ.

બરાબર નવ વાગ્યે અમીર પોતાની પાસેની સઘળી રોકડ સિલક સાથે સ્ટેશન ઉપર ઉપસ્થિત થયો. ઘણાં માણસો હવાખાનો હલ્લો મેળવી આવવાના ઇરાદાથી સ્ટેશન ઉપર ઉપસ્થિત થયાં હતાં તેમાં કેટલીક નખરાળી નારીઓનો પણ સમાવેશ થયેલો હતો. રેઇલમાં જનાર માણસોનો મોટો ભાગ યુરોપીઅનો, પારસીઓ તથા ક્રિશ્ચિયનોનો જોવામાં આવતો હતો.

અમીરે આગલે દિવસે એક સેકન્ડ ક્લાસની સીટ રિઝર્વ કરાવી હતી. યથા સમયે પેસેન્જરો પોતપોતાના નંબરની સીટ ઉપર જઈ

બેસવા લાગ્યાં. સહુનાં મુખ ઉપર એક પ્રકારની તીવ્ર આતુરતા જોવામાં આવી હતી.

ચોક્કસ વખતે સ્પેશિયલ ચાલૂ થઇ. કેટલાક માણસો બબ્બે ચચ્ચારની ટોળીમાં બેસી પત્તાં બ્હાર કાઢી છક્કો પંજો રમવા લાગ્યા. કેટલાક ક્રોનિકલ કે ટાઇમ્સ વાંચવા લાગ્યા, કેટલાક રેઇસ બુક જોઇ કયા ઘોડા જીતશે તેનો વિચાર કરવા લાગ્યા. કેટલાક ખુલ્લી બારીમાંથી આસપાસના પ્રદેશનું દર્શન કરવા લાગ્યા.

આજની રેઇસમાં નવ ઇવેન્સ હોઇ પહેલી રેઇસ અઢી વાગ્યે શુરૂ થવાની હતી. આજે બેંક હોલી ડે હોવાથી મુંબાઇથી ઘણાં માણસો રેઇસમાં ભાગ લેવા માટે પુના આવ્યાં હતાં. મુંબઈની માફક પુનામાં ત્રણ કલાસ નથી. ફક્ત ફર્સ્ટ કલાસ અને સેકન્ડ કલાસ છે. અમીરે પોતાની ટીકીટ સાથે ફર્સ્ટ કલાસની ફી ભરેલી હોવાથી બરાબર બે વાગ્યે તે ફર્સ્ટ કલાસમાં દાખલ થયો.

એક વાગ્યાથી આકાશ ઘેરાયલું હતું. વચ્ચે પુષ્કળ વૃષ્ટિ થવાથી રેઇસ કોર્સ બગડી ગઈ હતી. અમીરે પહેલી અરબ ઘોડાઓની રેઇસમાં રૂપિયા પાંચસોનો દાવ લગાવ્યો; પરંતુ તે ફાવી શક્યો નહિ. વળી તે રેઇસકોર્સનો વિશેષ અનુભવી નહિ હોવાથી રેઇસ બુક જોઈ તેની ટીપમાં આપેલા ઘોડા ઉપર દાવ લગાવતો હતો. પાંચસો રૂપિયા ડુબી જવા છતાં બીજી રેઇસમાં તેણે બસો રૂપિયાનો દાવ લગાવ્યો તથા એ ઘોડો પ્લેસમાં આવવાથી તેને એકસો ચાળીસનો લાભ થયો; આમ છતાં જુગાર રમીને કોઈ શ્રીમંત થતું નથી એ સત્ય અમીર માટે ક્યાંથી વૃથા થાય? ચોરીનું ચંડાળે જાય ને પાપી હાથ ઘસતા થાય એ કહેવત પ્રમાણે સાંજ સુધીમાં તેની પાસેની લગભગ બધી રકમ હારમાં જતી રહી તથા પાસે સો રૂપિયા રહ્યા ત્યારે જ તેની આંખ ઉઘડી.

એવામાં એક એવો બનાવ બન્યો કે, પાપી તેના પાપનો ભોગ થઇ પડયો. અમે જણાવી ચુકયા છીએ કે, નરગીસના પિતા મુબારક-અલીના ઘોડાઓ રેઇસમાં દોડતા હતા. આમ હોવાથી દરેક રેઇસમાં તે હાજર રહેતો હતો. રિફ્રેશમેન્ટ બાર નજીક એક ખુરસી ઉપર બેસી તે ચ્હા પીતો હતો એવામાં હારનો ગમ ભૂલી જવા માટે શરાબ પીવા આવેલા અમીર ઉપર તેની નજર પડી. નજર પડતાં જ તે ચમકી ઉઠયો. જે અમીરને થોડા દિવસ ઉપર તેણે પીરૂના ગુલામ તરીકે જોયો હતો તેજ અમીરને આજે આ સ્થળે જોઈ તેના મનમાં શંકા ઉપજી. તેણે ચ્હાનો કપ પડતો મૂકી અમીર પાસે જઈ પૂછયું:–"તું અહીં કયાંથી?"

અમીર આભો જ બની ગયો. તેના હાથમાંનો શરાબથી ભરેલો ગ્લાસ જમીન ઉપર પડી ગયો. શો ઉત્તર આપવો એ તે વિચારી શકયો નહિ, તે ધ્રુજતા શરીરે નીચું જોઇ ઉભો રહ્યો.

અમીર લુચ્ચાઇ કરી જે પૈસા મેળવી પુનાની રેઇસમાં ઘોડા દોડાવી માલદાર બની જવાની આશાથી આવ્યો હતો એ આશા સર્વાંશે નિરાશાના સ્વરૂપમાં બદલાઈ ગઇ. આમ છતાં તે જીવતા દોજખનો મવાલી હતો. ખૂનામરકી, મારામારી લૂંટફાટ વગેરે ઘણા મામલાઓ તેણે પોતાના જીવનમાં અનુભવેલા હોવાથી આ પ્રસંગે ધુર્તતાનો ઉપયોગ કરી, મોં ઉપર કૃત્રિમ હાસ્ય લાવી મુબારકઅલીના પિતા તરફ જોઇને તેણે કહ્યું:–" શેઠ મારા સરદાર મને મુંબાઇમાં જ નોકરી ઉપરથી છૂટો કરી સ્ટીમર મારફત કરાંચી ઉપાડી ગયા છે તથા ખુદાના ફજલો કરમથી આપના જેવા એક માલેતુજાર શેઠને ત્યાં મને નોકરી મળેલી હોઇ એ શેઠ તરફથી હું અહીં ઘોડાઓ ખેલવા આવ્યો છું."

મુબારકઅલીનો સંશય વધી ગયો. પાંચ દશ રૂપિયાના પગારની બાયકાત ધરાવતા એક નોકરને તેનો નવો શેઠ પોતાના તરફથી બેટીંગ

કરવાનું જોખમ ભરેલું કાર્ય ન જ સોંપે. એ તે સાફ સમજી શકયો. તે સાથે નરગીસનો વિચાર આવતાં તેના અંતરમાંથી એક ઉંડી હાય નીકળી ગઈ. તેણે કહ્યું:—"તારૂં ખરૂં નામ શું છે? તેં કાસમ નામથી તને મારા જમાઇના નોકર તરીકે ઓળખાવ્યો હતો એ યાદ છે કે?"

મુબારકના મનમાં વ્હેમ ઉપજ્યો છે ધારી અમીરે કહ્યું:—"મને લાગે છે કે, તમને મારા ઉપર સંદેહ ઉપજ્યો છે. જો એમજ છે તો પછી હું તમારી સાથે વિશેષ વાતચિત કરવા ઇચ્છતો નથી."

આમ કહી બારનું બિલ ચુકવ્યા સિવાય અમીરે ત્યાંથી જ્યાંથી અગીઆર ગણી જવાનો નિશ્ચય કર્યો. જેવી તેણે દોટ મૂકી કે તરતજ મુબારકે, 'પકડો-પકડો બદમાશ નાસી જાય છે.' કહી બૂમરાણ કરી મૂક્યું. મુબારકને પોલિસના બધા અફસરો પિછાનતા હોવાથી જોતજોતાંમાં અમીર પોલિસનો શિકાર થઇ પડયો. પોલિસ ઇન્સ્પેકટર અમીરને ગેટ ઉપર લઇ ગયો તથા ત્યાં તેને બરાબર મેથીપાક ચખાડવામાં આવ્યો એટલે તેણે સઘળી ખરી હકીકત કહી દીધી. એ હકીકત જાણવામાં આવતાં મુબારકના શોકનો પાર રહ્યો નહિ. પોલિસે અમીરને હાજતમાં રાખી નરગીસના ઉદ્ધાર માટે મુંબઈની પોલિસને ટેલીફોનથી જરૂરી સૂચના મોકલી દીધી.

## (૫)

## દોજખમાંથી ઉદ્ધાર.

વાંચકબંધુઓ! હવે આપણે નેકખસલત નરગીસ તરફ નજર કરવાની છે. જીવતા દોજખના શયતાનોનો ભોગ થઈ પડેલી એ સુંદરીને બે દિવસથી બિલ્કુલ ખોરાક આપવામાં આવ્યો નહોતો તથા તેની કોઇએ કાંઇ ભાળ લીધી નહોતી. શયતાનોના સપાટામાં સપડાયલી એ શ્યામા ક્ષણે ક્ષણે ખુદાને યાદ કરી પોતાનો ઉદ્ધાર કરવાની ધ્યાન પ્રાર્થના કરતી હતી.

ત્રીજે દિવસે સાંજના પાંચેક વાગ્યે વિલાસના જીવતા અવતાર પીરૂએ એ કસાઈખાનામાં હાજર થઈ બરીબડી ગાય જેવી નરગીસ તરફ રૂઆબથી જોઈને કહ્યું:–"કેમ નરગીસ! શા હાલ છે?"

નરગીસે કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે ચુપ જ રહી.

પીરૂએ પ્રેમના જેવા કંઠે કહ્યું:–"કેમ ચુપ થઈ રહી છે! કહે, સાફ સાફ જવાબ આપી દે કે તારે આવી રીતે ભુખના દુઃખથી રીબાઈ મરણને શરણ થવું છે કે અમારી ઇચ્છા પ્રમાણે વર્તી સુખી થવું છે?"

નરગીસે શરીરની સઘળી શક્તિને એકઠી કરી કહ્યું.–"ભુખ તથા તરસની મને પરવાહ નથી. મને ગમે એટલું દુઃખ દેશો તો પણ હું આ દોજખની ગુલામી કબૂલ કરનાર નથી."

જીવન તનની નથી પરવા, ફના અંતે થવાનું છે;
જગતમાં જે પડયા જીવો, સહુને ત્યાં જવાનું છે."

પીરૂએ કહ્યું:–"નરગીસ! તારા આ શબ્દો તને કઈ સ્થિતિમાં લાવી મૂકશે તેનો ખ્યાલ કર. જે મનુષ્યદેહ તને મળ્યો છે તેનું બે ઘડી મોજ ભોગવી સાર્થક કર. તારૂં આ સૌન્દર્ય તું વૃથા શા માટે જવા દે છે? જેને તું દોજખ કહે છે તે અમારા આ જીવતા સ્વર્ગમાં તારા જેવી હુરીઓ ઉપર મરી ફીટનારા હજારો મધુકર રોજ પાગલની માફક દિવાના બની કદમબોસી કરવા આવે છે. તું તારા રૂપના પ્રખર તેજથી એ પતંગીઆંઓને બાળી ભસ્મીભૂત કર તથા તે સાથે તારાં અને ગુલજારનાં ખીસ્સાં તર કર."

છંછેડાયલી સિંહણની માફક નરગીસનાં નેત્રોમાંથી અગ્નિકણોની વૃષ્ટિ થવા લાગી. તેણે કહ્યું:–"શયતાન! તું મને લલચાવે છે? તારા જેવા ભુંડાને ભૂલી જઈ ડાઘીલ માલના ખરીદનાર મારા જેવી એક નેક ઔરતને ફસાવવામાં ફાવી શકનાર નથી."

પીરૂએ કહ્યું:-ઠીક છે, જોઈ લેવાશે. આજકાલ નેકી, નીતિ, ધર્મ વગેરેની મોટી મોટી વાતો કરી ડામીજ માલ ખરીદ કરવાના દાખલા ઘણાય જોવામાં આવે છે. હું વિશેષ કાંઇ સાંભળવા ઇચ્છતો નથી. મને ઉત્તર જોઇએ છે.

પ્રપંચો ને કપટ છળની અહીં બાજી બિછાવી છે;
ખરે સંસારનૌકા અહીં તને બસ ખેંચી લાવી છે.

નરગીસ! કર્મપ્રભાવથી તું અમારી જાળમાં ફસાઇ છે-હવે કોઈ તને અમારા પંઝામાંથી છોડાવી શકનાર નથી.

નરગીસ:-પ્રપંચના પાસા તમારાથી ફેંકાય એટલા ફેંકો, તમારા જુલ્મના હથિયારને જેટલું તીક્ષ્ણ બનાવાય એટલું બનાવો, મરજી પડે તો મારા દેહની નસેનસ કાપી નાખો; પણ હું મારો ટેક નહિ ચુકું.

તીર કે તલવારના આઘાતથી ડરતી નથી;
ગોળી ચલાવો તોય હું લેશ ભય ધરતી નથી.

પીરૂ:-નરગીસ! દુરાગ્રહ કરી સાર નહિ કાઢે.

નરગીસ:-હું દુરાગ્રહ નહિ પણ સત્યાગ્રહ કરૂં છું.

બાળો સુખડને અગ્નિમાં સુગંધ દૂર કરશે નહિ,
સિંહણુ કદિ ભૂખે મરે પણ ઘાસ તે ચરશે નહિ;
અંગારમાંહી છો તપાવો, પણ ખરૂં સુવર્ણ જે,
જ્યોતિ વધારી સ્વતઃની ને રંગ કંઇ ધરશે નહિ;
આલોક ને પરલોકમાં સતી નારીનો એ ટેક છે,
જે વરી એકજ નાથને તે અન્યને વરશે નહિ.

પીરૂ:-હું જોઉં છું કે, તું કયાં સુધી તારી જીદ કાયમ રાખી શકે છે! સીધી રીતે નહિ માને તો પછી તને મનાવવાનાં અનેક સાધનો તૈયાર છે.

સમજતી ના કદાપિ કે રહમ પયદા થવાની છે;
ન માનીશ મનથકી કે તું દયાથી છૂટવાની છે!

નરગીસઃ–" નરાધમ! હું તારી દયા ઉપર જીવવાને ઇચ્છતી નથી."

બરાબર આ વખતે ગુલજારે ત્યાં ઉપસ્થિત થઈ પીરૂને કાંઇ ઇશારો કર્યો. પીરૂ નરગીસના મુખમાં ડુચો મારી તેને પલંગના પાયા સાથે બાંધી અંદરનું દ્વાર બંધ કરી ગુલજાર સાથે બ્હારના ખંડમાં ઉપસ્થિત થયો. ત્યાં ગુલજારે ભયચકિત દૃષ્ટિથી પીરૂ તરફ જોઈ રહી મૃદુ સ્વરે કહ્યુંઃ–" પીરૂ! એ હઠીલી છોકરીની સાથે વિશેષ માથાફોડ કરવાની જરૂર નથી. ધીમે ધીમે એ પોતાની મેળે ઠેકાણે આવશે. ઠીક છે, અમીરનો કાંઇ પત્તો લાગ્યો કે? એ લુચ્ચો મને તથા તને થાપ આપી આપણા હાથમાં આવેલો માલ લઈ પલાયન કરી ગયો છે. તું કોઇ પણ રીતે એને શોધી કાઢ. નરગીસ માટે તારે ચિંતા કરવાની જરૂર નથી. હું તેને થોડા જ દિવસમાં ઠેકાણે લાવીશ."

પીરૂએ ગંભીર ભાવથી કહ્યુંઃ–" ગુલજાર! અમીર વિશેષ દિવસ સૂધી છુપો રહી શકનાર નથી. મેં અમુક ચોક્કસ સ્થળોએ જઈ તેની તપાસ કરી છે; પરંતુ કાંઈ પત્તો મળ્યો નથી. મારા એક બે સોબતીઓને પણ મેં અમીરને શોધી કાઢવાનું કામ સોંપ્યું છે."

પીરૂ અને ગુલજાર વચ્ચે આવી રીતે વાતચિત ચાલતી હતી એવામાં ત્રણ કોન્સ્ટેબલો સાથે એક યૂરોપીઅન્ અમલદારે ગુલજારના મકાનમાં ઉપસ્થિત થઈ કહ્યુંઃ–" પીરૂ–ગુલજાર? નરગીસ કહાં હય? અભી કે અભી બતાવ!"

પોલિસના અફસરને જોઈ ગુલજાર અને પીરૂ ગભરાઇ ગયાં. તેઓ થર થર ધ્રૂજવા લાગ્યાં. યૂરોપીઅન અમલદારે પોતાની સાથેના કૉન્સ્ટેબલો તરફ જોઇ કહ્યુંઃ–" યહ દોનોંકો હથકડી પહેનાઓ ઔર નરગીસકી તલાશ કરો."

કૉન્સ્ટેબલોએ ગુલજાર તથા પીરૂને હાથકડી પહેરાવી દીધી. પછી તેમણે મકાનની અંદર પ્રવેશ કર્યો તો નરગીસ તેમની નજરે પડી.

ગુલજાર, પીરૂ તથા નરગીસને પોલિસ ગેઢ ઉપર લઈ જવામાં આવ્યાં. ગુલજારના મકાનને પોલિસે સીલ લગાવી દીધી તથા ત્યાં છુપો પહેરો પણ રાખવામાં આવ્યો. અમીરે જે મારવાડીને ત્યાં નરગીસના અલંકારો વેચ્યા હતા તેને પકડી પોલિસે સઘળી વસ્તુઓ કબજે કીધી.

યથા સમયે કેસ ચાલ્યો. સેશન્સ કોર્ટમાં ખાસ જ્યુરી સમક્ષ સઘળી જુબાનીઓ લેવામાં આવી. પીરૂ, અમીર તથા ગુલજાર ઉપર મુબારકઅલીના જમાઇ અયુબનું ખૂન કરવાનો તથા નરગીસનું હરણ કરી જવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. ગુન્હેગારોએ પોતાનો ગુન્હો કબૂલ કરી સરકારની દયા માગી. જ્યૂરીએ સર્વાનુમતે પીરૂ તથા અમીરને ફાંસીની સજા ફરમાવી તથા ગુલજારને જીવનપર્યંત દેશનિકાલની શિક્ષા કરી. પિતાના આશ્રયમાં રહી નરગીસ વૈધવ્ય સ્થિતિમાં ખુદાતાલાની બંદગી કરવામાં પોતાનું આયુષ્ય પસાર કરવા લાગી.



# જીવતું દોજખ.

## દૃશ્ય ૩ જું.

વાંચક ! ગુપ્તદૂત હવે તમને જીવતા દોજખની આસપાસની ગલીઓનો સંબંધ ધરાવનાર ફોરાસ રોડ ઉપર લઇ જવા ઇચ્છે છે. બીચારી નવી વાડીની નંદુ ખરી છે કે ખોટી, કલ્પિત છે કે ભાષાંતર તે તો તેના લખનારે તંત્રી ઉપર ફોટો મોકલ્યો છે તે ફોટો બહાર પડશે ત્યારે જણાશે; પરંતુ મુંબાઇની મોજીલી પ્રજાનો આ મોજીલો સેવક સત્યાસત્યની કોઈ પણ પ્રકારની ચર્ચા કર્યા સિવાય તેમજ પોતે લખે છે તે બધી સજીવન લીલા છે, એવો દાવો કર્યા સિવાય પોતાનો આ નવો કિસ્સો શરૂ કરે છે.

વાચક ! જીવતું દોજખ અને ફોરાસ રોડ એટલે એક માની બે દીકરી અને એક ફાંટામાંથી બીજા ફાંટામાં જવાય એવો સીધો અને સરળ રસ્તો. કમાટીપુરાની કારમી ગલીઓનો સહવાસ છોડી, તંબુરાના તાર પર તનમનાટ કરતી તાનસેનની તનયાઓ તરફ તમારો ગુપ્તદૂત તમને લઇ જાય છે.

વાંચક ! દરેક વખતે તમને એકલાને મોકલી આ ગુપ્તદૂત બધા ખેલ બતાવતો હતો. ચાલો, આજે સેવક પણ થોડા વખત માટે તમારી સાથે આવે છે.

આપણે પાયધુનીથી ગ્રાન્ટરોડ જતી ટ્રામમાં બેસી કૉરનર ગ્રાન્ટ રોડ ઉતરીએ. રાતના આઠ વાગ્યા છે. નાટક કંપનીઓમાં કૃષ્ણ, યુધિષ્ઠિર, નારદ, અકબર વગેરેની ભૂમિકા ભજવનાર નટો ઇંગ્લિશ બારમાં બાટલીના બુચ તોડી ગોખલેની હૉટલનાં કાંદાના ભજીઆં ખાતા નજરે

પડે છે. તે ઉપરાંત લાંબા ચોટલાવાળા બે સ્ત્રીની ભૂમિકા ભજવનાર નટો એક વનિતાવિદ્રોહી કવિ સાથે હૉટલના ફર્સ્ટ કલાસની અંદર બેસી પોતાના જાતિસ્વભાવનો પરિચય કરાવે છે. કવિરાજ આ ડુંગળી સુવાસ મંદિરમાં તરલાં અને મોહન મોહનિયાંની અજબ કલ્પનાઓ પોતાના પાવરફુલ ભેજામાં કરી રહ્યા છે.

સ્વરાજ્ય, રેંટીઓ, ખાદી વગેરે વિષયોના ઉપર બુલંદ અવાજથી થીએટર ગજાવે એવાં ભાષણો આપનાર ભલભલા નામીચા નટો આર. રમના પ્યાલાઓને પેટમાં પધરાવી રોજીંદા પગારને પૂરો કરી, આલી મવાલીની માફક કોઇ માલદાર મિત્રની માર્ગપ્રતિક્ષા કરતા હોય તેવી રીતે લાલચોળ બની ગયેલી આંખોથી આમતેમ અથડાતા દેખાય છે. સનાતન હિંદુધર્મ અને શંકર જયંતિના ભાષણ કરનારા હિંદુધર્મના હિમાયતી અને પટેલ બીલનો પક્ષપાત કરનારા દિવસે ઑફીસમાં એડીટર ગણાઈ, આબકારી ચળવળો ઉપર સરકારી રીપોર્ટ જોઇ વિરોધી લેખો લખનારા તથા ઘરબારનું લીલામ કરી બાયડીને બનારસ મોકલી સાહિત્ય પાછળ શહીદ થઇ જનારાં કંઇક ભારતનાં રત્નો આ પ્લેહાઉસ–આ જીવતા દોજખ પાસે આવેલા માયાવી સ્વર્ગમાં મોક્ષની પ્રાપ્તિ માટે વિચરણ કરતા નજરે પડે છે.

વાચક! પ્રથમ તમારો આ ગુપ્તદૂત આ સ્થળનું વર્ણન કરી ચુકયો છે માટે પુનરૂલ્લેખ કરવાની જરૂર નથી.

આપણે કૉર્નર ગ્રાન્ટરોડથી તારદેવ તરફ જતી ટ્રામમાં બેસીએ. આર્ય નૈતિક નાટક સમાજની નજીક એક ચાલીના મકાનની મેડી ઉપર બે યૂરોપીયન ( અસલ કે નકલ તે પ્રભુ જાણે ) બે સતાવીસ અઠાવીસ વર્ષની તેમના જ જેવી સ્વદેશી મડમો સાથે ડાન્સ કરી રહ્યા છે. તથા આગળ વધતાં કેટલીક દિવસે ઘુવડ જેવી દેખાતી બે ઘડીની મોજ માંગવવા ખાતર પરીઓ બનેલી પ્રમદાઓ પોતાના અસલ ડામીજ

મ.લને છુપાવી ત્રામો, વિક્ટોરીઆ વગેરેમાં બેસી પસાર થતા પ્રેક્ષકો તરફ મદભર નયનોના તીવ્ર કટાક્ષો ફેંકી રહી છે. કોઇ ભેદી ડિટેકટિવ અથવા તો ગુપ્તદૂતથી તેમનો એ ડામીજ માલ છુપો રહી શકે તેમ નથી: કારણ કે તેમના રંગરાગ બે ચાર ઘડી મોજ કરાવી જીંદગીભર જોખમમાં નાખવાના અદ્દભુત સોદા જ છે; છતાં ભૂલે ચૂકે જો કોઈ અપરિચિત મનુષ્ય એ ડામીજ માલના મકાનમાં અથડાય છે તો પાછળથી તેને પશ્ચાતાપ થયા સિવાય રહેતો નથી. કાળરાત્રિની એ કાળી નાગણો કાતીલ છુરીઓની માફક કસાઇખાનાનું કામ કરવામાં પણ પાછી પ્હાની કરે એવી હોતી નથી.

ચાલો, આ ચેન્જીંગ સ્ટેશન આવ્યું. આપણે હવે ઉતરીએ અને પરિવર્તન કરીએ. ગિરગામ તરફથી આવેલી વિક્ટોરીઆ ગાર્ડન તરફ જતી ટ્રામમાં બેસીએ. શરૂઆતમાં ડાબી બાજુએ એક મવાલી બગીચો, તે પછી એક મીલનું કમ્પાઉંડ અને જમણા હાથ તરફ ટ્રામનો તબેલો જોવામાં આવે છે. ત્યાર પછી, એકાદ મજલાનાં મકાનોના નીચેના ભાગમાં ગરીબ ભૈયાઓના બાળબચ્ચાં રહેતાં નજરે પડે છે. ત્યારે ખુણામાં પડતા દાદરપરથી જતા મેડા ઉપર દીપકના પ્રકાશની પ્રખર જ્યોતિમાં કેટલીક અસ્પર્શ્યતા એ વિઘાતક વસ્તુ છે, એવા સિદ્ધાંતને સ્વીકારનાર ભિન્ન ભિન્ન જાતિની ચાર પાંચ ચપળાઓ અસ્પર્શ્યતા દૂર કરી સહકારના સિદ્ધાંતનું સૂચન કરતી આસપાસની બારીઓમાંથી બનાવટી રૂપદર્શન કરાવતી જાણે કોઇ ભયંકર નાટક ભજવવાની તૈયારી કરી પ્રેક્ષકોનાં ખીસ્સાની પાયમાલીનો હીસાબ માગતી હોય તેવી રીતે નવી સીનેરી નવા પડદા અને નવા ડ્રેસ બતાવી રહી છે. થોડા આગળ વધી આપણે ઉતરીએ. જમણા હાથ તરફ એક હિંદુની હૉટેલ છે. ડાબી બાજુએ કેટલાંક બે ત્રણ મજલાનાં બીલ્ડીંગ છે તેમાંના એક બીલ્ડીંગના બીજા માળ પરથી સંગીતના સુરતરંગો વાયુને ભેદી આસપાસમાં અમૃત વરસાવી રહ્યા છે. અસ્તુ:

પચીસેક વર્ષનો એક ફાંકડો નવજુવાન એ હિંદુ હોટેલમાં ચાહ પીતો છતાં તેના નયનોમાં નાચતી કીકીઓ ક્ષણે ક્ષણે સામેના માળ પર દોડી જતી હતી. યુવક અધીર બન્યો; હોટેલમાંથી ઉઠયો અને જે બીલ્ડીંગમાંથી મધુર રાગણિનો આલાપ આવતો હતો, તબલાં સારંગી અને વીણાના સુરતરંગો વાયુ સાથે વિહાર કરતા હતા, તે બીલ્ડીંગના દાદર પાસે ઉભો રહ્યો; ઉપર જવું કે ન જવું તેની ભાંજગડમાં તે હતો.

હવે આપણે એ યુવાનનું વર્ણન પુરૂં કરીએ. વસ્ત્રો અપ ટુ ડેટ હોવા છતાં તે ખાદીધારી હતો. ખાદીનો કોટ, ખાદીનું પેન્ટ અને ઉંચી દિવાલની ટોપી તેણે પહેરી હતી. શરીર એકવડીઉં હતું. તેનાં નયનોની દૃષ્ટિમાં એક પ્રકારના ગર્વનો સાફ આભાસ દેખાતો હતો. પગલાં સ્લીપર હતી. ખાદીના પહેરણની અંદર સોનાના છેડા સાથે લટકાવેલું એક ઘડીઆળ હતું. તેના હાથમાં 'બે ઘડીની મોજ' 'રંગરાગ' અને 'હસાહસ' પેપરો હતાં. તેનો ભાલપ્રદેશ સંકુચિત હોય તેનામાં જ્ઞાનશકિતનો અભાવ હોય એવું સાફ દેખાતું હતું. તેનું શરીર ઘઉંવર્ણું પરંતુ ફીકકું હતું. પેટમાંના લાલ પાણીએ ગાલની લાલી ઉડાવી દીધી હોય અને શરીરની સફાઇ ખાલી કરી દીધી હોય એવો તેનો સફેદ મુળા જેવો દેખાવ હતો; પરંતુ તેની યુવાવસ્થાએ એ સફેદીમાં લાચારીથી થોડી લાલી રાખી હતી એટલા માટે જ અમારે તેને ઘઉંવર્ણો તરીકે ઓળખાવવો પડયો છે.

દાદર ઉપર ચઢતાં જ તરૂણ દ્વાર ઓળંગી આગલા ખંડમાં ગયો. એ ખંડમાં છતના મધ્યભાગમાં સો નંબરની કેન્ડલની વિજળીની બત્તી સળગી રહી હતી. ખંડ મોટો હોઈ બારીઓ તરફના ભાગ આગળ કાશ્મીરી ગાલીચા ઉપર ગાદી તકીયા બિછાવવામાં આવ્યા હતા. એ ગાદી તકીઆઓ ઉપર ત્રણ ચાર યુવક અને તરૂણ મુસલમાનો, એક

ગુજરાતી, એક દક્ષણી બુત્રા અને ઘડીભરની ગમ્મત નામક પત્રના અધિપતિ પેસ્તનજી કુમ્મસીઆ પાટલુનને ફાટી જતું બચાવવાનો પ્રયત્ન કરતા મહા મુસિબતે નીચે બેઠા હતા. કેટલાકનાં ભેજાં ગેપ થઈ ગયાં હતાં ત્યારે કેટલાક પાસે પડેલી પેય સામગ્રીમાંથી શીપ કરતા હતા. ચાંદીની પાનદાની તથા રબ્બરની નળીવાળા બે ચાંદીના હુક્કા નજરે પડતા હતા.

'હમે તો હિંદુ મુસલમાન હમારો એક જ છે આ પ્રાણ' એ મહાતત્ત્વને લક્ષ્યમાં રાખી આ મજલીસમાં બેઠેલા ભક્તો કોઈ પણ પ્રકારના આભડછેટના બાધ સિવાય એ હુક્કાઓની લખનૌની તમાકુને ઈન્સાફ આપતા હતા. મધ્ય ભાગમાં વીસેક વરસની જુવાનીના પુર બહારમાં આવેલી અંગે અંગે ખીલેલી વસંતની વેલી જેવી રમણીય રામા ચંચળ કટાક્ષોથી શ્રોતાઓને હતબુદ્ધ બનાવવાની જાળ બિછાવી રહી હતી, એ યવન રમણીનું શરીર સુકોમળ હતું. કદે મધ્યમ હતું. નખરાબાજ નયનોને સુરમો આંજી મદભર બનાવ્યાં હતાં. કાળા નાગ જેવા કેશકલાપને સુગંધીદાર તેલ અત્તરોથી તરબોળ કરી કામદેવની જાળની માફક મોહ્યેલા માછલાંઓને પકડવાને માટે પીઠ ઉપર છુટો સ્વચ્છંદી રહેવા દીધો હતો. તેનું મુખ સ્વભાવતઃ સુંદર હોવા છતાં તેના ઉપર પાઉડર લગાવવો પડયો હતો સફેદ સીલ્કના ચોળણા ઉપર સીલ્કનું ગુલાબી ઓઢણું તેની ઉમ્મરનો આબાદ ખ્યાલ આપતું હતું તથા પોપટીયા રંગના પાતળા ખમીસની અંદર છુપાઈ રહેલા બન્ને પયોધર ભલભલા ઋષિ મુનીઓની તપશ્ચર્યાની બરબાદી કરી નાખે એવા લાગતા હતા. તેના બન્ને પગોમાં કરબી મોજડીઓ હતી તથા પાનીએ લગાવેલો મેંદીનો રંગ તેના અંગની વિલાસિતાનો સ્પષ્ટ પરિચય કરાવતો હતો. તેના હાથના બન્ને કાંડાંમાં સુવર્ણવલય હતાં. કંઠમાં પાંદડીનો હાર હતો અને પગમાં ઝાંઝર હતાં.

ગાયિકાની નજીક એક ગુર્જર રમણી બેઠેલી હોઈ તેની ઉમ્મર પણ અઢારેક વર્ષની હોય એમ લાગતું હતું. તેનો પહેરવેશ ગુજરાતી જ હતો. યવન રમણીનાં નયનોમાં જે વિલાસિતા તથા ચંચળતા દેખાતી હતી. તેનો આ ગુર્જર રમણીમાં અભાવ હોઈ તેની દૃષ્ટિ સરળ જણાતી હતી. તેનું સૌંદર્ય સૂર્યના જેવું પ્રખર તેજસ્વી નહિ હોવા છતાં પૂર્ણિમાની ઉજ્વળ જ્યોત્સ્નામંડિત રાત્રે પ્રકાશતા ચંદ્ર જેવું શાન્ત તેમજ મનોહર હતું. આટલી બધી પુરૂષ મંડળી વચ્ચે બેસતાં તેને સંકોચ ઉપજતો હોય એમ તેના હાવભાવ ઉપરથી ભાસતું હતું. તેનો કંઠ કોમળ તથા મધુર હતો. તેના શરીરનો બાંધો વિશ્વશિલ્પિની સર્વોચ્ચ કળા હોય એમજ લાગતું હતું.

એક બાજુએ એક વયોવૃદ્ધ લાંબી દાઢીવાળો ઉસ્તાદ હાથમાં તંબુરો લઈ સુર મેળવતો હતો અને બીજી બાજુએ બેઠેલો એક તરૂણ નરઘાં ઉપર ઠેકા લગાવતો હતો.

બારેક વાગ્યા સુધી ગાનતાન ચાલ્યું. પછી આકાશ વાદળાંઓથી ઘેરાઈ ગયું. ઠંડા બરફ જેવો પવન ફુંકાવા લાગ્યો અને મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. ગાયિકાને ત્યાં એકત્રિત થયેલા પ્રેક્ષકો ખીસ્સાં હલકાં કરી એક પછી એક ઘર તરફ જવા લાગ્યા તથા અડધા કલાકમાંજ કેવળ એક માલદાર મુસલમાન સિવાય બીજા બધાં માણસો ત્યાંથી ચાલ્યાં ગયાં. એ મુસલમાને ચોળણા અને ખમીસ ઉપર એક કસબથી ભરેલું મખમલનું જાકીટ પહેરેલું હતું. તેના માથા ઉપર જરીથી ભરેલી કિમતી ટોપી હતી. જાકીટમાં સોનાના છેડા સાથે એક ઘડીઆળ હતું. ખમીસ તથા જાકીટનાં બટન સોનાનાં હોઈ તેના જમણા હાથની આંગળીઓ ઉપર બે રત્નજડિત વીંટીઓ હતી. તેનું શરીર કદાવર અને મજબૂત હતું. તથા તે ઉપરોક્ત યવન ગાયિકાનો મુખ્ય આશ્રયદાતા હતો. તેનું નામ હયદરઅલી હતું. સહુના વિદાય થઈ

ગયા પછી ગાયિકા મલકાજાનને પાસેના ખડમાં લઇ જઈ હયદરઅલીએ તેના કાનમાં કાંઇ કહ્યું. દશેક મિનિટ સુધી બંને જણાં છુપી વાતચિત કરી પાછાં બ્હારના ખંડમાં આવીને બેઠાં. આ વખતે બહારના ખંડમાં એકલી ગુર્જર રમણી કે જેનું નામ ઉષા હતું તે બેઠી હતી. મેડા ઉપર મલકાનો એક નોકર કાંઈ કામકાજમાં ગુંથાયો હતો.

વરસાદનું જોર નરમ પડતુંજ ન હતું. ટ્રામ બંધ થઇ ગઇ હતી. વચ્ચે વચ્ચે એકાદ ટેક્ષી અથવા વિકટોરીયા રસ્તા ઉપરથી પસાર થઇ જતી હતી. આસપાસની દુકાનો વિશેષ વરસાદને લીધે બંધ થઈ ગઈ હતી. રસ્તા ઉપર ઢીંચણ સુધી પાણી ભરાઈ ગયું હતું. તથા જાણે એક સરિતાજ વહી જતી હોય એવો રસ્તાનો દેખાવ થઈ ગયો હતો.

લગભગ એક વાગવા આવ્યો એટલે હયદરઅલી મલકાની સાથે ઉપરના માળે ગયો. ત્યાં આવેલા બંધ શયનગૃહને ઉઘાડી બંને જણાંએ અંદર પ્રવેશ કર્યો તો ખૂણામાં એક પંદર સોળ વર્ષની સુકુમાર સુંદરી હયદરઅલીની નજરે પડી. એ સુંદરીના શરીરને દોરડાથી મજબૂત બાંધી દેવામાં આવ્યું હતું તથા મુખમાં ડુચા મારી ઉપર રૂમાલ બાંધી દેવામાં આવ્યો. બંદિની સ્ત્રીની ઓળખાણ યથા પ્રસંગે વાંચકોને મળશે. હમણાં તો અટલુંજ કહેવું બસ થશે કે, બદમાશ હયદરઅલી તેના રૂપથી મુગ્ધ થઈ તેને આ સ્થળે યુક્તિથી લઈ આવ્યો હતો.

જ્યારથી એ નિર્દોષ સુંદરીને પકડી લાવી કેદ કરી રાખવામાં આવી હતી, ત્યારથી ઉષાના અંતરમાં તુમુલ આંદોલન ઉપસ્થિત થયું હતું. કોઈ પણ રીતે એ અભાગિની–કપટીઓની પ્રપંચ જાળમાં સપડાયેલી સુંદરીના શીયળનું રક્ષણ થાય તો સારૂં એવી ઇચ્છા તેના અંતરમાં ઉપજી હતી.

હવંદરઅલી અને મલકા મેડા ઉપર ગયાં એટલે ઉષા સાવધ થઈ. પાંચેક મિનીટ સુધી તે સ્વસ્થ ભાવથી બેસી રહ્યા પછી દાદર ઉતરી નીચે ઓટલા ઉપર ઉભી રહી મદદ માટે કોઈની રાહ જોવા લાગી.

દશ મિનીટ સુધી એક પણ માણસ તેની નજરે પડયું નહિ. પછી તારદેવ જંકશન તરફથી આવતાં એક પુરૂષને તેણે જોયો. જળના પ્રવાહમાં, વરસાદની અંદર હાથમાં છત્રી રાખ્યા સિવાય એ પુરૂષ સ્વચ્છંદ-ગતિથી આગળ વધતો હતો. તે જ્યારે નજીક આવ્યો ત્યારે ઉષા જોઇ શકી કે, એ પુરૂષનું શરીર રૂષ્ટપુષ્ટ હોઈ તેની અંગકાન્તિ અત્યંત ઉજ્વળ હતી. ઉષા તેના તરફ જોઈ બોલી ઉઠીઃ-" ભાઇ ! એક પોલિસ સિપાહીને બોલાવી લાવશો કે ?"

પુરુષે કાંઈ ઉત્તર આપ્યો નહિ. આવાં સ્થળોએ હમ્મેશાં ભયંકર બનાવો બને છે એમ તે જાણતો હોવાથી એવી ધમાલમાં પડવું ઉચિત નથી વિચારી ચુપકીદીથી તે આગળ જવા લાગ્યો.

ઉષાએ કરગરતી હોય એવા કરૂણ કંઠે ફરીથી કહ્યુંઃ-" ભાઇ ! દયા લાવી એક પોલિસ સિપાહીને બોલાવી લાવ્યા પછી ચાલ્યા જજો. જો તમે આટલું કામ નહિ કરો તો ગૃહસ્થ કુટુંબની એક નિર્દોષ સુંદરીનું શીયળ આજે શયતાનને હાથે લુંટાશે."

એ પુરૂષ એકદમ ઉભો રહ્યો. ગૃહસ્થ કુટુંબની નિર્દોષ સુંદરી ! સંદિગ્ધ સ્વરે તેણે કહ્યુંઃ-" શું થયું છે ? પોલિસ સિપાહીની શા માટે જરૂર છે ? "

ઉષાએ કહ્યુંઃ-" આપની સાથે હું વિશેષ વાતચિત કરી શકું તેમ નથી. જો ઘરવાળીને ખબર પડશે તો મારા બાર વાગી જશે. અત્રે એક નિર્દોષ સુંદરીને બળાત્કારે પકડી લાવવામાં આવી છે. તેના શીયળનો ભંગ કરવાનો પ્રયત્ન ચાલે છે. આપ કૃપા કરી પોલિસને ખબર આપી મદદ મેળવી આપશો તો ઉપકાર થશે."

વરસાદનું જોર પુષ્કળ હોવા છતાં આ વખતે એક અબળાનો હૃદયવિદારક આર્ત્તનાદ એ પુરૂષના સાંભળવામાં આવ્યો.

ઉષાએ કહ્યું:-" આપે આપના કાને સાંભળ્યું ને? હવે એક ક્ષણનો પણ વિલંબ કરશો નહિ; નહિ તો-"

ઉષાનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ પાછળથી કોઇએ આવી તેને અંદર ખેંચી લઈ દ્વાર બંધ કરી દીધું.

( ૨ )

પેલો પુરૂષ આશ્ચર્યચકિત બની જઇ વૃષ્ટિમાં ભીંજાતો જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો. તેનું નામ સૂર્યકાન્ત હતું. તેનો વિશેષ પરિચય પણ યથા પ્રસંગે વાંચકોને પ્રાપ્ત થશે. સૂર્યકાન્ત સ્વગત વિચારવા લાગ્યો -"હવે મારૂં કર્ત્તવ્ય શું? હું પોલિસની મદદ મેળવવા જાઉં? વળી પોલિસ ગેટ સૂધી ખબર આપવા જતાં ઘણો વખત પસાર થઈ જાય તેમ છે. બાલ્યાવસ્થાથી મેં જે શક્તિ મેળવી છે તેનો ઉપયોગ કરવાનો આ ઉત્તમ પ્રસંગ મળી આવ્યો છે. મારા આ બળવાન્ બાહુ આજે એક નિરપરાધિની નારીને કલંકિત થતી નહિ બચાવી શકે? આજે જો હું સ્થિર બેસી રહું તો પછી જે શકિત મેળવી છે તેની સાર્થકતા શી?"

સૂર્યકાન્ત ઝડપથી એ મકાનના દ્વાર પાસે ઉપસ્થિત થયો. દ્વારની સાંકળ જોરથી ખખડાવી બુલંદ અવાજે તે બોલ્યો:-"મકાનમાં કોણ છે? દરવાજા ખોલો-જલ્દી ખોલો!"

બે ત્રણ વખત આવી રીતે બૂમો મારવા છતાં અંદરથી કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ તથા દ્વાર પણ ખુલ્યું નહિ.

હવે સૂર્યકાન્તે દ્વારને બરાબર તપાસીને જોયું. ત્યાર પછી દ્વાર

ઉપર પીઠ રાખી જોરથી તેણે એક ધક્કો માર્યો. એકદમ અંદરની સાંકળ તૂટી ગઈ અને દ્વાર ખુલી ગયું.

દાદર ચઢી ઉપર જતાં ઉજ્વળ બત્તીના પ્રકાશમાં સૂર્યકાન્તે જોયું કે, જે રમણીએ તેને મદદ માટે બોલાવ્યો હતો તેનું મ્હોં દબાવી રાખી એક બદમાશ જેવો બદસુરત માણુસ ઉભો રહ્યો હતો. સૂર્યકાન્ત નજરે પડતાં એ પુરૂષ ઉષાને છોડી સૂર્યકાન્ત તરફ ધસ્યો. સૂર્યકાન્ત કમ્મરમાંથી નીચો નમી ગયો. પેલો પુરૂષ તેના ઉપર તૂટી પડયો એટલે તેણે તેને કમ્મરમાંથી ઉંચકી લઈ તેના દેહને અદ્ધર ઉપાડયો! ત્યાર પછી આંખની પલક પડતાંમાં તો તેણે તેને નીચે પછાડયો. તત્કાળ એ બદમાશ બેભાન બની ગયો.

સૂર્યકાન્તે ઉષા તરફ જોયું. ભયથી તેનું શરીર થરથર કંપતું હતું. અર્ધ સ્પષ્ટ સ્વરે તેણે કહ્યું:–"એ મરી ગયો કે?"

"ના, બેહોશ બની ગયો છે. મરી હોત તો પણ કંઇ નુકસાન નહોતું હવે કહો જોઇએ કે, જે ગૃહસ્થ સુંદરીની વાત તમે કહી હતી તે કયાં છે?

"ત્રીજે માળે. આપ રૂદનધ્વનિ સાંભળી શકતા નથી!"

"ખરૂં છે." આટલું બોલતામાં સૂર્યકાન્તની છાતી ફુલી ગઈ. તેણે પોતાના બન્ને બળવાન્ બાહુ ઊંચા કર્યા. તે ઝડપથી ઉપર જવા લાગ્યો.

ઉષાએ તત્કાળ સૂર્યકાન્તનો એક હાથ પકડી રાખી વ્યાકુળ કંઠે કહ્યું:–"આપ એકલા ન જશો–આપ એકલા છો ને એ ત્રણ જણ છે. પ્રથમ પોલિસને બોલાવી લાવો."

"તેઓની સંખ્યા સોની હોય તો પણ હું ડરતો નથી–પોલિસને બોલાવવા જેટલો વખત નથી. આવો જુલ્મ! આજે પાપીઓને તેમના

પાપનું બરાબર ફળ મળશે." આમ કહી ઉષાના હાથમાંથી હાથ છોડાવી સૂર્યકાન્ત ઝડપથી મેડા ઉપર ચાલ્યો ગયો. ઉષા પાષાણુ પ્રતિમાની માફક જ્યાં ઉભી હતી ત્યાંજ ઉભી રહી. જતાં જતાં સૂર્યકાન્તને કાને ઉષાના અસ્પષ્ટ શબ્દો અથડાયા કે, "ઇશ્વર એમનું રક્ષણ કરો!"

જે ઓરડામાંથી રૂદનધ્વનિ સંભળાતો હતો એ ઘર નજીક જઇ સૂર્યકાન્તે ઓરડાને અંદરથી બંધ જોયો. દ્વાર પાસે કાન માંડી જોતાં અંદર એક સ્રીનો રૂદનધ્વનિ તેણે સાંભળ્યો. એક પુરૂષ (હયદરઅલી) કર્કશ કંઠે તેને ધમકી આપતો હતો, "ક્યા તુમ રોના બંધ નહિ કરોગી? યાદ રખ્ખો, તુમેરી યહ જીદ્દકા નતીજા અચ્છા નહિ આયગા. મલકા! તૂં ઇસકી ગરદન દોનોં હાથસે અચ્છી તરહ દબા રખ."

અભાગિની રડતાં રડતાં કહેવા લાગીઃ—"તમે મારા ધર્મનો નાશ ન કરો. તમારી મરજી હોય તો તમે મારૂં ગળું દબાવી મને મારી નાખો."

સૂર્યકાન્ત ધીરજ ધારણ કરી શકયો નહિ. તેણે જોરથી દ્વાર ઉપર એક લાત મારી. તે સાથે અંદરની સાંકળ તૂટી ગઇ અને દ્વાર ખુલી ગયું. હયદરઅલી અને મલકાજાન ગભરાઇ ગયાં. તેમના હોશ કોશ ઉડી ગયા; છતાં પ્રસંગ વિચારી ખીસ્સામાંથી લાંબુ ચપ્પુ કાઢી હયદરઅલી સૂર્યકાન્તના અંગ ઉપર ધસ્યો. સૂર્યકાન્ત તેના જેવા અનેક પુરૂષોને પહોંચી વળે એવો પોલાદી પહેલવાન હતો. નિત્યના વ્યાયામથી તેના અંગમાં આસુરીબળ આવેલું હતું. તેણે ચપ્પુવાળા હયદરઅલીના હાથને પકડી લઇ એવા જોરથી ઝટકો માર્યો કે તેનો હાથ કાંડાંમાંથી ઉતરી ગયો. પછી સૂર્યકાન્તે તેના નાક ઉપર ઘણા જોરથી એક મુક્કી મારી. હયદરની આંખે અંધારાં આવ્યાં. તે બેભાન બની પૃથ્વી ઉપર પટકાઇ પડયો. તેના નાકમાંથી લોહી વહી જવા લાગ્યું.

મલકાજાન જડ સડ બની જઈ પોતાનું પણ આવી બન્યું છે ધારી ધ્રુજતી ધ્રુજતી એક ખૂણામાં ઉભી હતી. તેણે સૂર્યકાન્ત તરફ જોઈ આંખોમાં આંસુ લાવી બન્ને હાથ જોડી કહ્યું:–"રહમ કરો, મૅય બેગુનાહ હું. મેરી કુછ કુસુર નહિ હય. યહ બદમાશહી મુઝકો આડી તેડી બાત સમઝા કર યહ સુંદરીકો ઉઠા લાયા હય."

સૂર્યકાન્તે બન્ને નેત્રોમાંથી ક્રોધના અગ્નિકણો વર્ષાવતાં કહ્યું:– "ઝેરી નાગણ, ચપળાવેશધારી ચુડેલ! તારી મદદ ન હોત તો આ બદમાશ કાંઈ કરી શકત નહિ. તું એક સ્ત્રી જાત હોવાથી તારા ઉપર હાથ ઉઠાવી હું મારી શક્તિને કલંકિત કરવા ઇચ્છતો નથી. કેવળ તારે મારા કહ્યા પ્રમાણે વર્તવું પડશે તથા હું જે કાંઇ કરૂં તે ચુપકીદીથી જોઇ રહેવું પડશે."

મલકાજાને કહ્યું:–"તમારા કોઈ પણ કાર્યમાં હું વચ્ચે પડીશ નહિ. તમે તમારી ઇચ્છામાં આવે તેમ કરો."

"પરંતુ મારે પ્રથમ તને બાંધવી પડશે. તારા જેવી પ્રપંચી સ્ત્રીના શબ્દો ઉપર વિશ્વાસ મૂકી હું છેતરાઉં એવો કમઅક્કલ નથી." આમ કહી સૂર્યકાન્ત ખુણામાં સંકોચથી બેઠેલી સજળ નયના મુકુલમાલા પાસે ગયો તથા તેણે તેના અંગને બંધનમુક્ત કર્યું. એ દોરડાંથીજ તેણે મલકાજાનને બાંધી તથા તે મદદ માટે કોઇને બૂમ મારી શકે નહિ એ હેતુથી તેના મુખને પણ ડુચો મારી બાંધી લેવામાં આવ્યું. પછી સૂર્યકાન્તે મુકુલમાલાને ઉદ્દેશી કહ્યું:–"ઉઠો, મારી સાથે ચાલો. હું તમારો આ દોજખમાંથી ઉધ્ધાર કરવા આવ્યો છું!"

સાશંક દૃષ્ટિથી અભાગિની મુકુલ સૂર્યકાન્તના મુખ તરફ જોઈ રહી–તે જાણે કે એના વાક્ય ઉપર વિશ્વાસ મૂકી શકી નહિ.

સૂર્યકાન્તે અધીર સ્વરે કહ્યું:–"હજી બેસી કેમ રહ્યાં છો?! આ સ્થળે વિશેષ રોકાવામાં કલ્યાણ નથી. ઉઠો, મારા ઉપર વિશ્વાસ રાખો. આ શરમાવાનો વખત નથી!"

મુકુલ ઉઠી ઉભી થઈ. ઘરમાં પડેલા ટેબલ ઉપરથી એક હૅરીકેન્ ફાનસ ઉંચકી લઇ સૂર્યકાન્તે કહ્યું:–"મારી સાથે ચાલો. મારા દેહમાં જીવન હશે ત્યાં સુધી કોઈ તમારા શરીરને સ્પર્શ કરી શકશે નહિ." આમ કહી તે આગળ ચાલ્યો. મુકુલ પણ તેની પાછળ જવા લાગી.

નીચે ગયા પછી સૂર્યકાન્તે જોયું કે, જે રમણીએ મદદ માટે બોલાવ્યો હતો તે સ્તબ્ધ પુતળીની માફક ત્યાં ઉભી રહી હતી. સૂર્યકાન્તે કહ્યું:–"હવે તમારી શી દશા થશે? તમે જ મને બોલાવ્યો હતો તેની આ મકાનમાં સાક્ષી છે. હવે તમે તમારો બચાવ કેવી રીતે કરશો?"

ઉષા કાંઇ બોલી નહિ. ઉદાસ દૃષ્ટિ ઉંચી કરી તે સૂર્યકાન્તના પ્રભાવશાળી મુખ તરફ જોઈ રહી.

"તમારૂં નામ શું છે?" સૂર્યકાન્તે પૂછ્યું.

મૃદુ સ્વરે ઉત્તર મળ્યો:–"ઉષા."

"ઉષા દેવી! હાલ તરત તમને મારી સાથે આવવામાં કાંઈ હરકત છે?"

ઉષાએ મસ્તક હલાવી નકારમાં ઉત્તર આપ્યો.

"ત્યારે ચાલો. પછી તમારા સંબંધી વિચાર કરીશું."

ઉષા અને મુકુલને સાથે લઈ સૂર્યકાન્ત એ મકાનની બહાર નીકળી પડયો. એ વખતે પણ વરસાદ પડતો હતો. રસ્તે પુષ્કળ પાણી ભરાયું હતું. સૂર્યકાન્તે ઉષા તથા મુકુલ તરફ જોઇ કહ્યું:–"પાણીમાં ચાલતાં તમને હરકત તો નડશે; પરંતુ બીજો કોઈ ઉપાય નથી. નાકા સુધી ગયા સિવાય વિકટોરિયા મળી શકે તેમ નથી."

(૩)

'હિંદુ વ્યાયામાગાર'માં ઘણા કસરતબાજો કસરત કરી રહ્યા હતા. દેશી અને વિદેશી સર્વ પ્રકારની કસરતો કરવાની એ વ્યાયામાગારમાં અનુકૂળતા હતી.

આ વ્યાયામાગારની સ્થાપના સૂર્યકાન્તે કરી હતી; તથા એ માટે તેણે હજારો રૂપિયા ખરચ્યા હતા. વ્યાયામનાં સર્વ પ્રકારનાં સાધનો ઉપરાંત એ વિષય સંબંધીનાં પુસ્તકોથી ચાર મોટાં કબાટ ભરેલાં હતાં.

હિંદુઓ યથાર્થ મનુષ્ય બને એવી જ સૂર્યકાન્તના હૃદયની કામના હતી. તેનો મત એવો હતો કે, કૉન્ગ્રેસ, કૉન્ફરન્સ અને રાજનૈતિક ચળવળ કરતાં પહેલાં હિંદુઓએ પોતાની શક્તિને ખીલવવાની જરૂર છે; આધી વ્યાધિથી, અત્યાચારથી તથા શારીરિક શક્તિના અભાવથી હિંદુઓની દુર્દશાનો પાર રહ્યો નથી. જો દેશના માણસો મરણતોલ બની જાય તો પછી વિજ્ઞાન, સાહિત્ય, રાજનીતિ, સ્કુલ, કૉલેજ તથા યુનિવર્સિટીથી શો લાભ છે? એ સઘળી આલોકની સામગ્રી પ્રેતલોકમાં કાંઈ ઉપયોગમાં આવે તેમ નથી!

સૂર્યકાન્તના પ્રયત્નથી તેણે સ્થાપેલા વ્યાયામાગારમાં ઉત્સાહી યુવકોની સંખ્યા ધીમે ધીમે વધી ગઈ હતી. સૂર્યકાન્તની બાલ્યાવસ્થામાંજ તેનાં માતાપિતા સ્વર્ગવાસી થયાં હતાં. ભાઇબ્હેનમાં પણ કોઈ નહોતું. એક વિધવા માશીએ તેને ઉછેરીને મોટો કર્યો હતો. એ માસી પણ હમણાં પરલોકમાં હતી. હજી સૂધી સૂર્યકાન્તનો વિવાહ થયો નહોતો. અર્થાત્ સંસારમાં તે એકલો હતો. સદ્ભાગ્યે તેની પાસે પુષ્કળ સંપત્તિ હતી. એ સંપત્તિનો તે પોતાની ઇચ્છાનુસાર ઉપયોગ કરતો હતો. કોઈ તેને રોકનાર કે ટોકનાર નહોતું.

બળવાન્ બાંધાના કાન્તિવાન્ યુવકો વ્યાયામાગારમાં વિવિધ પ્રકારની કસરત કરતા હતા. આાડા દિવસોએ સૂર્યકાન્ત વ્યાયામાગારમાં આમતેમ ફરી હરેક વિષયની દેખરેખ રાખતો હતો. પ્રત્યેક વિદ્યાર્થીની પાસે જઈ તેને ઉત્સાહ ઉપજે એવા શબ્દો કહેતો હતો. કોઇની કાંઇ ભૂલચુક હોય તો તે સુધરાવતો હતો. પરંતુ આજે તે ચુપકીદી ધારણ કરી ચિંતાતુર ચિત્તે એક સ્ટુલ ઉપર બેસી રહ્યો હતો. પગારદાર પહેલ-

વાન ચાકુબખાને તેની પાસે આવી જ્યારે પૂછ્યું, 'ભાઈ! કુસ્તી લઢોગે?' ત્યારે તેણે મસ્તક હલાવી નકારમાં ઉત્તર આપ્યો.

ખરી વાત એ હતી કે, ગઈ કાલનો બનાવ સૂર્યકાન્તના મનમાં ગુંચવાયા કરતો. ગઇ કાલે કરેલી મારામારી માટે તેને બિલ્કુલ ખેદ થતો નહોતો; પરંતુ જે બે નિરાધાર નારીઓનો તેણે નર્કમાંથી ઉદ્ધાર કર્યો હતો, તથા જેમને તેણે પોતાના જ મકાનમાં આશ્રય આપ્યો હતો તેમની શી વ્યવસ્થા કરવી એ સંબંધી તે કોઈ પણ પ્રકારના નિશ્ચય ઉપર આવી શકતો નહોતો. પોતે કુંવારો હોવાથી એ બે રમણીઓ પોતાના ઘરમાં વિશેષ દિવસ સુધી રહે તો લોકોને વિના કારણ નિંદા કરવાનો વખત મળે એ પણ તેની ચિંતાનો વિષય હતો.

(૪)

ઉષાને મુખે મુકુલમાલાની જે હકીકત સૂર્યકાન્તે સાંભળી હતી તે ટુંકમાં આ પ્રમાણે છેઃ-

મુકુલમાલાનું પિયર અને સાસરૂં-બન્ને મુંબઇમાં હતાં. તેનાં સાસુ સસરો હયાત હતાં. તેના પતિ એક ફર્મમાં સારી નોકર ઉપર હતો. મુકુલમાલાને એક પુત્ર હોઇ હમણાં તેની ઉમ્મર ફક્ત છ માસની હતી.

સ્વામીના સંસારમાં મુકુલમાલા સુખમાં પોતાના દિવસ પસાર કરતી હતી. તેના પતિનો તેના ઉપર પુષ્કળ પ્રેમ હતો. મિત્રમંડળમાં એટલા માટે તેનો પતિ 'સ્ત્રૈણ' તરીકે ઓળખાતો હતો!

મુકુલમાલા મકાનની સામે આવેલા મકાનમાં જ વિષયલંપટ હયદરઅલી રહેતો હતો; વારંવાર તે મુકુલમાલા તરફ બાજના જેવી તીક્ષ્ણ નજર ફેંકતો હતો; પરંતુ સરળ સ્વભાવની મુકુલ એ પાપીના મનોભાવને સમજી શકી નહોતી.

એક દિવસે મધ્યાન્હ કાળે શિશુપુત્રને ઉંઘાડી મુકુલમાલા સુતી સુતી એક સ્ત્રીઉપયોગી માસિક પત્ર વાંચતી હતી એવામાં તેના પિતાને

ત્યાં કામકાજ કરતી દાસી હીરા આવી. 'બ્હેન–બ્હેન! સર્વસ્વનો નાશ થયો છે!' કહી રડતી રડતી કપાળે હાથ મુકી ત્યાં બેસી ગઈ.

મુકુલમાળાએ અત્યંત અધીર બની જઈ પૂછ્યું:–"કેમ શું થયું છે?"

"બાપાજી મૉટર નીચે ચગદાઇ ગયા છે. માથામાં ગંભીર ઇજા થયેલી હોઇ પુષ્કળ લોહી વહી ગયું છે. બેહોશ હાલતમાં તેમને દવાખાનામાં લઈ જવામાં આવ્યા છે. તમને તેડી લાવવા માટે ભાઇએ મને મોકલી છે. હું ભાડાની ગાડી લઇને આવી છું તમારાં સાસુ તમને મારી સાથે આવવા દેશે કે?"

થોડા વખતથી મુકુલમાલાના પિતા સાથે તેના શ્વસુરનું મન ઉચ્યું થયું હતું. તેના પિયરનું કોઈ માણસ મુકુલમાલા પાસે આવતું નહોતું તથા શ્વસુર પણ મુકુલમાલાને તેના પિતાને ઘેર મોકલતા નહોતા. આમ છતાં પિતાને થયેલા જીવલેણ અકસ્માતની વાત સાંભળી તે કેવી રીતે સ્થિર રહી શકે? તેણે તત્કાળ ઉઠીને કહ્યું:–"ચાલ, હવે ઢીલ ન કર. હમણાં જ હું તારી સાથે આવું છું" આમ કહી તે હીરાની સાથે તત્કાળ બ્હાર નીકળી ગાડીમાં બેઠી. પોતાને રોકી ન રાખે એટલા માટે તેણે સાસુ સસરાની રજા સુદ્ધાં લીધી નહિ!

ગાડી પૂર વેગથી ચાલી જવા લાગી. પોતાને પિતા પાસે દવાખાનામાં જ જવાનું હશે એવી મુકુલમાલાની ધારણા હોવાથી ગાડી ક્યાં જતી હતી એ સંબંધી રસ્તામાં તેણે કાંઈ પૂછપરછ કરી નહિ.

ફેરાસ રોડ ઉપર જઈ ગાડી ઉભી રહી. પ્રથમ હીરા નીચે ઉતરી એટલે મુકુલમાલા પણ ઉતરી પડી. પછી તેણે હીરાના કહેવાથી મલકાજાનના મકાનમાં પ્રવેશ કર્યો. દાદર ચઢી ઉપર જતાં દિવાનખાનાનો દેખાવ જોઇ દગો થયો છે એમ તે સમજી શકી; પરંતુ તે નાશી

છુટવાનો કાંઈ પ્રયત્ન કરે તે પહેલાં તો બે પિશાચ જેવા પુરૂષોએ તેના ઉપર હુમલો કરી તેનું મ્હોં દાબી દીધું. પછી તેમણે મલકાજાનની સૂચનાનુસાર તેને ત્રીજા માળ ઉપર લઈ જઈ કેદ કરી રાખી. એ વખતે ઉષા ત્યાં હાજર હતી તથા મુકુલમાલાની સ્થિતિ માટે તેના મનમાં ઘણો ખેદ ઉપજ્યો હતો; પરંતુ એ પ્રસંગે કાંઈ બોલવાથી વિપરિત પરિણામ આવશે એમ ધારી તેણે મૌન ધારણ કર્યું હતું. અત્રે કહેવાની જરૂર નથી કે પાપી હૈદરઅલીએ હીરા દાસીને લાંચ આપી મુકુલમાલાને પોતાની જાળમાં સપડાવવાનું કારસ્થાન રચ્યું હતું. સૂર્યકાન્તે કેવી રીતે મુકુલમાલાનો ઉદ્ધાર કર્યો તથા ઉષાએ તેનું અનુસરણ કર્યું એ વાંચકો જાણી ચૂકયા છે.

( ૫ )

સૂર્યકાન્તે ઘેર જઇને જોયું તો મુકુલમાલા મેજ ઉપર આડી પડી રૂદન કર્યા કરતી હતી તથા ઉષા તેની પાસે મૃદુ સ્વરે તેનું સાંત્વન કરતી હતી. સૂર્યકાન્તને જોઈ ઝડપથી સ્થીર થઈ મુકુલમાલાએ ઘુમટામાં પોતાનું મુખ છુપાવી દીધું.

સૂર્યકાન્તે વ્યાકુળ કંઠે કહ્યું:–" આ આખા ઘરને તમે રડી રડીને ભીંજવી નાખ્યું છે! મારા ઘરમાં દુઃખનાં આટલાં બધાં આંસુ કદાપિ પડયાં નથી."

ઉષાએ કહ્યું:–" પણ એ આંસુ અટકાવવાનો શો ઉપાય કરશો?"

સૂર્યકાન્તે કહ્યુઃ–' એટલા માટેજ હું અહીં આવ્યો છું; પરંતુ જ્યાં સુધી તેઓ શાન્ત નહિ થાય ત્યાં સુધી કાંઇ બનવાનું નથી. વળી એ ચુપ બેસી રહેશે તો પણ કાંઈ લાભ નથી. હું જે કાંઈ પૂછું તેના ઉત્તરો એમણે આપવા જોઇએ. આ શરમાવાનો સમય નથી. શરમમાં રહેવાથી એમને નુકસાન છે. જો કે, ગઇ કાલ પહેલાં તેઓ મને ઓળ-

ખતાં ન હોતાં છતાં એટલું યાદ રાખજો કે, ઇશ્વર સાક્ષીથી એ મારાં બ્હેન છે! એમના કલ્યાણ માટે મેં મારા પ્રાણ સુદ્ધાં આપવાની પ્રતિજ્ઞા કરી છે!"

સૂર્યકાન્તનાં આ વચનો સાંભળવામાં આવતાં મુકુલમાલાના મનનો સામાન્ય સંદેહ દૂર થઈ ગયો. થોડા સમય પછી ઘુમટાને થોડો ઉંચો કરી તેણે કહ્યું:-"હવે મારી શી દશા થશે?"

સર્યકાન્તે કહ્યું:-"જ્યારે મેં તમારો ભાર ઉપાડી લીધો છે ત્યારે પછી તમારી અમુક વ્યવસ્થા થશેજ; છતાં શું કરવાથી તમારી દુર્દશા ના થાય તેનીજ ચિંતા હમણાં હું કર્યા કરૂં છું."

ઉષા બોલી:-"આપણા સમાજને હું જાણું છું. સમાજની નિષ્ઠુરતા અપાર છે. તે પક્ષપાતી છે. આપ પુરૂષ હોવાથી સમાજના ઝેરી દાંતની આપને ખબર નથી! પુરૂષ સમાજના હૃદય ઉપર બેસી ગમે તે કરી શકે છે-પુરૂષ જો શયતાન હોય છે તો પણ તે સમાજનો સ્નેહ ગૂમાવતો નથી; પરંતુ અમે સ્ત્રીઓ છીએ. અજાણતાં પગ ખસી જતાં જો અમે પડી જઇએ છીએ તો સમાજ અમને ઉભાં થવાનો બીજો સુયોગ આપતો નથી."

સૂર્યકાન્ત ચુપ થઈ થોડા સમય સુધી ઉષાના મુખ તરફ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું:-'ઉષાદેવી! ગઈ કાલે હું તમને એક સાધારણ સ્ત્રી સમજતો હતો; પરંતુ ત્યાર પછી તમારી વાતો જેમ જેમ હું સાંભળતો જાઉં છું તેમ તેમ મને ઘણું આશ્ચર્ય ઉપજે છે. તમે કોણ છો? શા માટે તમારી આવી દશા થઇ છે? તમારી વાત સાંભળી હું સારી રીતે સમજી શકયો છું કે, તમે મૂર્ખ નથી તેમજ અભણ પણ નથી! એમ છતાં જીવતા દોજખનો ભોગ કેમ થઈ પડયાં? જીવનમાં કદાપિ ન સુધરી શકે એવી ભયંકર ભૂલ તમે કેમ કરી?"

ઉષાએ કહ્યું:–"મારી વાત સાંભળશો તો પણ તે આપને ખરી નહિ લાગે."

સૂર્યકાન્તે કહ્યું:–"ના–ના, તમે ખોટી શંકા કરો છો."

ઉષાએ સહજ વિરક્ત સ્વરે કહ્યું:–"મુરબ્બી, હું તો હવે દુઃખના દરિયામાં ડૂબી મરી છું. મારા ઉધ્ધારનો માર્ગ તદ્દન બંધ છે. આજે તણાતી તણાતી અહિં આવી છું ને વળી દુર્ભાગ્ય પાછું કાલે કોણ જાણે ક્યાંય ખેંચી જશે. હું જીવતી હોવા છતાં મરેલી છું. મારે માટે ચિંતા કરો છો? જ્યાં સુધી મુકુલમાલાની ચોક્કસ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી મારી કથા સાંભળવાને આપે અધીર બની જવું જોઇએ નહિ."

સૂર્યકાન્તે શરમાઈ જઇને કહ્યું:–"તમારૂં કહેવું ખરૂં છે. મારા દૂરાગ્રહ માટે હું માફી માગું છું."

ઉષાએ પૂછ્યું:–"મુકુલમાલાનું શું કરશો?"

આ વખતે મુકુલમાલાએ કહ્યું:–"મારે માટે ચિંતા કરવાની જરૂર નથી. મારે ઘેર જઇશ."

"પરંતુ ઘરમાં તમને સ્થાન મળશે કે?" ઉષાએ પૂછ્યું.

વ્યાકુળ કંઠે મુકુલમાલાએ કહ્યું:–"શા માટે સ્થાન નહિ મળે? મેં શો ગુન્હો કર્યો છે? એ માણસો કારસ્થાન રચી મને ઘર બહાર ખેંચી ગયાં હતાં; પરંતુ હું કાંઇ પતિતા નથી થઇ. મેં મારા શીયળનું રક્ષણ કરેલું છે."

"પરંતુ બ્હેન! ત્રણ દિવસથી તમે ઘરની બ્હાર રહ્યાં છો. કોઇને કાંઈ કહ્યા સિવાય તમે બહાર નીકળ્યાં છો. ખોળામાં બાળકને સુખ્યાં તમે સાથે લીધું નથી. ઘરનાં માણસોએ તમારે માટે કેવો વિચાર બાંધ્યો હશે એ તમે સમજી શકતાં નથી કે?"

"હું ઘેર જઇ તેમના ભ્રમને દૂર કરીશ."

"તમારી વાત ઉપર તેઓ વિશ્વાસ મૂકશે ?"

અંતરના આવેગને લીધે મુકુલમાલા સૂર્યકાન્તની હાજરીને ભૂલી ગઈ. તે આવેગથી બોલી ઉઠી:–"શા માટે વિશ્વાસ નહિ મૂકે ? બ્હેન ! તમે મારા પતિને ઓળખતાં નથી–મારા ઉપર તેમનો જે અસીમ સ્નેહ છે તેની તમે કલ્પના પણ કરી શકો તેમ નથી. તેઓ મને સારી રીતે જાણે છે. તેમના ચરણમાં નમી પડી સઘળી ખરી હકીકત હું કહીશ એટલે તેઓ જરૂર મારૂં કહેવું માનશે !"

પતિ તરફ મુકુલમાલાનો અડગ વિશ્વાસ જોઈ ઉષાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. એ વિશ્વાસના મૂળમાં કેટલી બધી શ્રધ્ધા હતી ! પ્રેમ હતો !! એ ગંભીર વિશ્વાસનો ભંગ નહિ કરવાના વિચારથી મુકુલમાલાનો એક હાથ તેણે પોતાના હાથમાં લઈ કહ્યું:–"તારી ઇચ્છા સફળ થાઓ." આમ કહ્યા પછી તેણે એકદમ મુકુલમાલાનો હાથ છોડી દીધો. પોતાના જીવનની હકીકત તેને યાદ આવી. દેવ-પૂજાના નૈવેદ્ય જેવા એ પવિત્ર દેહને સ્પર્શ કરવાનો તેનો શો અધિકાર હતો ?

ઉષાનો સંકોચ સૂર્યકાન્તની નજર બ્હાર ન રહ્યો. ઉષાના અનુ-તાપ હૃદયનો છૂપો હાહાકાર જાણે કે તેના કાને અથડાવા લાગ્યો.

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી સૂર્યકાન્તે કહ્યું:–"ત્યારે એજ ઉત્તમ છે. આજે સંધ્યાકાળેજ હું તમને લઈ જઈશ. તમારાં સ્વામી શિક્ષિત પુરૂષ હોવાથી સઘળી ખરી હકીકત જાણવામાં આવતાં તેઓ જરૂર તમને ક્ષમા આપશે એવું મારૂં ધારવું છે."

મુકુલમાલાએ અધીરતાથી પૂછ્યું:–"હમણાં જવામાં શી હરકત છે ?"

સૂર્યકાન્તે ઉત્તર આપ્યો:–"દિવસે જવાથી સહુને ખબર પડશે. આ પ્રકાર વિશેષ ગંભીર રૂપ ધારણ કરે એવી મારી ઇચ્છા નથી."

ઉષાએ ઉમેર્યું:–"સંધ્યાકાળેજ અહીંથી જવું ઉચિત છે. તમારી સાથે હું પણ આ સ્થળેથી વિદાય થઈશ."

સૂર્યકાન્તે આશ્ચર્ય પામી પૂછ્યું:–"તમે કયાં જશો? પુનઃ એ નરકકુંડમાં જઇ તમે જીવતાં રહી શકો તેમ નથી!"

ઉષાએ કહ્યું:–"ના, ત્યાં જવાનો ઉપાય નથી તથા ઇચ્છા પણ નથી. મહાશય! આ દુનિયામાં હું કેવો ક્ષુદ્ર જીવ છું! મારે માટે આપ ચિંતા કરશો નહિ. વંટોળીઆના મુખ આગળ એવાં કેટલાં રજકણો ઉડી જાય છે–તેની ખબર કોણ રાખે છે?"

સૂર્યકાન્તે કહ્યું:–"ના, ઉષાદેવિ! તમે જશો નહિ."

ઉષાએ સહજ આશ્ચર્ય પામી કહ્યું:–"ત્યારે હું શું કરૂં! આપના આ મકાનમાં હું એકલી રહી શકું તેમ નથી–લોક જાણે તો શું કહે?"

સૂર્યકાન્તઃ–"હું તમને મારા મકાનમાં રહેવાનું કહેતો નથી. હું જાણું છું કે, પાપ ઉપર તમને તિરસ્કાર છે–જે કાંઈ બની ગયું છે તે માટે તમને પશ્ચાત્તાપ થાય છે. તમારા શરીરને હવે પાપનો સ્પર્શ સુદ્ધાં ન થાય એવી વ્યવસ્થા કરવાનેજ હું ઇચ્છું છું."

ઉષાઃ–"એવી શી વ્યવસ્થા છે?"

સૂર્યકાન્તઃ–"એ હજી હું જાણતો નથી. મને બે દિવસ વિચાર કરી જોવા દો. હમણાં તો મુકુલમાલા માટે જીવ અસ્થિર બની ગયેલો છે; પ્રથમ તેમનું ઠેકાણું કરી નાખવા દો."

સંધ્યા વીતિ ગઈ હતી એવામાં સૂર્યકાન્તની મૉટર મુકુલમાલાના શ્વસુરગૃહ નજીક જઈ પહોંચી. સૂર્યકાન્તે શોફરને સુદ્ધાં સાથે લીધેલ નહોતો. તે પોતેજ મૉટર ચલાવતો હતો.

મુકુલમાલાને બ્હાર ઉભી રાખી સૂર્યકાન્તે મકાનમાં પ્રવેશ કર્યો તથા તેણે પૂછ્યું:-" ઘરમાં કોણ છે ? "

પાસેના બેઠકખાનામાંથી એક માણસ બ્હાર આવ્યો. તેની ઉમ્મર સાઠ વર્ષથી ઓછી નહિ હોય. તેણે પૂછ્યું:-" તમારે કોનું કામ છે ? "

" આ ઘરના માલિકનું."

" હુંજ ઘરનો માલિક છું."

" આપજ મુકુલમાલાદેવીના શ્વસુર થાઓ કે ? "

વૃદ્ધ ચમકી ઉઠયો. તેનાથી જાણે નામરજીથી બોલી જવાયું, " હા."

" તમારાં પુત્રવધુ આવ્યાં છે."

" મારી પુત્રવધુ ! " વૃદ્ધનું મુખ શબદેહના જેવું બની ગયું.

તરતજ સૂર્યકાન્તે મુકુલમાલાને હાંક મારી એટલે તે કંપતી કંપતી અંદર આવી. " મારો કાંઈ વાંક નથી-હું નિર્દોષ છું." કહી રડતી રડતી તે વૃદ્ધ શ્વસુરના ચરણોમાં નમી પડી. વિસ્મયથી દિઙ્‌મૂઢ બની જઈ વૃદ્ધ ઉભો રહ્યો-તે મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ.

સૂર્યકાન્તે મુકુલમાલાને ઉદ્દેશીને કહ્યું:-" અહીં ગડબડ કરશો નહિ. અંદર જાઓ."

આ સમય દરમ્યાન વૃદ્ધનું આશ્ચર્ય દૂર થતાં તેણે કહ્યું:-" ના-ના, એણે હવે મારા ઘરમાં આવવાનું નથી ! "

સૂર્યકાન્તના હૃદય ઉપર જાણે કે વજ્રાઘાત થયો. તેણે ઝડપથી વૃધ્ધનો હાથ પકડી કહ્યું:-" મહાશય ! આપ વગર વિચાર્યું કામ ન કરો. એમને ઘરની અંદર જવા દો. ત્યાં સુધીમાં હું જે કાંઈ કહું તે આપ શાન્તિથી સાંભળી લ્યો. પછી આપ આપને ઠીક લાગે તેમ વર્તજો."

મુકુલમાલા ધીમે પગલે ઘરમાં ગઈ.

વૃધ્ધે સંદેહને વશ થઈ સૂર્યકાન્તના અંગનું નખથી શિખ સૂધી દર્શન કરી કહ્યું:–" તમે કોણ છો ? તમારે શું કહેવું છે ? "

" ઘરમાં ચાલો." કહી વૃદ્ધની સંમતિની રાહ નહિ જોતાં સૂર્યકાન્ત બેઠકખાનામાં પ્રવેશ કરી, એક ખુરસી ખેંચી તેના ઉપર બેઠો.

વિરક્ત મુખે અત્યંત નારાજી દર્શાવતાં વૃધ્ધે બેઠકખાનામાં પ્રવેશ કરી પૂછ્યું:–" મારી પુત્રવધુ તમારી સાથે ક્યાંથી ? "

સૂર્યકાન્તઃ–" હું આપને એજ હકીકત કહેવા ઇચ્છું છું."

કોઈ પણ પ્રકારનો આડંબર કરવાનું સૂર્યકાન્તને પસંદ નહોતું તે જે કાંઈ કહેતો તથા કરતો તેમાં સ્પષ્ટતાજ રહેતી. તેણે મુકુલમાલાના દુર્ભાગ્યનો ઇતિહાસ સ્પષ્ટતાથી વૃદ્ધને કહ્યો. એ ઇતિહાસમાં તેણે લેશ પણ કલ્પનાનું મિશ્રણ કર્યું નહિ. સઘળી હકીકત સાંભળી વૃદ્ધ ચિંતાતુર બેસી રહ્યો..

સૂર્યકાન્તે કહ્યું:–"હવે આપ શું કરવા ઇચ્છો છો? આપ યાદ રાખજો કે, આપના મુખની વાત ઉપર એક નિર્દોષ, નિષ્કલંક નારીના સઘળા ભવિષ્યનો આધાર છે."

વૃધ્ધે એક નિશ્વાસ મૂકી માથું હલાવતાં કહ્યું:–"મારાથી કાંઈ બની શકે તેમ નથી. એ વહુને હું હવે મારા ઘરમાં સ્થાન આપી શકું તેમ નથી. હું જો તેને ક્ષમા આપું તો પણ સમાજ મને ક્ષમા આપે તેમ નથી! "

સૂર્યકાન્તનું મ્હોં ઉતરી ગયું. તેણે દુઃખિત કંઠે કહ્યું:–"સમાજ આગળ મનુષ્યત્વનું કાંઇ મૂલ્યજ નથી કે? આપ પૂરતો વિચાર કરી જુઓ!"

કઠિન હાસ્ય કરી વૃધ્ધે કહ્યું:–"એ સઘળી પંડિતાઈની વાતો પુસ્તકોમાંજ લખેલી હોય છે. સંસારની અંદર તેનો ઉપયોગ થઈ શકતો નથી."

સૂર્યકાન્ત બોલ્યોઃ–"આપ આપના પુત્રને બોલાવો. તેઓ શું કહે છે? તેઓ પોતાની ધર્મપત્નીનો ત્યાગ નહિજ કરે!"

અસ્પષ્ટ સ્વરે વૃધ્ધે કહ્યું:–"આ બનાવ બન્યો તેને બીજેજ દિવસે વિરાગી બની કોઇને કાંઇ કહ્યા સિવાય તે ચાલ્યો ગયો છે!"

"એવી રીતે ચાલ્યા જવાનું કાંઈ કારણ?"

"માનસિક દુઃખથી તથા લોક લજ્જાના ભયથીજ તે ચાલ્યો ગયો છે! આ કુલટા વહૂને લીધે મારાં માન પ્રતિષ્ઠા દૂર થઈ ગયાં, મારા સુખનાં સંસારમાં ભયંકર દાવાનળ સળગી ઉઠયો. હું એનાં તથા તમારાં વચન પર વિશ્વાસ મૂકી શકતો નથી. તમારી બનાવટી વાતને કોણ ખરી માને? સીતાને પણ અગ્નિ–પરીક્ષા આપવી પડી હતી– તમે જે કાંઇ કહો છો તેનું પ્રમાણ શું છે?"

સૂર્યકાન્ત વૃધ્ધનાં વચન સાંભળતાં બારીમાંથી રસ્તા તરફ જોઈ રહ્યો હતો. એકાએક ઉઠી ઉભા થઇ તેણે કહ્યું:–"આપને પ્રમાણ જોઇએ છીએ કે? ઠીક છે, આપ અહીંજ બે ચાર મિનીટ બેસો. હમણાંજ હું એક જીવતું પ્રમાણ લઇ આવવાનો પ્રયત્ન કરૂં છું." આમ કહી તે ઝડપથી એ ઓરડામાંથી ચાલ્યો ગયો.

વૃધ્ધ આશ્ચર્ય પામી પોતાના મન સાથે કહેવા લાગ્યો:–"આ માણસ કોણ હશે? એને જોતાં ગૃહસ્થ કુટુંબનો છોકરો હોય એમ લાગે છે! વળી પ્રમાણ લાવવાનું કહી પાગલની માફક તે ક્યાં દોડી ગયો? શર્મથી હું મરી રહ્યો છું એમાં વળી આ માણસ ઘા ઉપર મીઠું છાંટવા ક્યાંથી આવ્યો!"

બારણાંની બહારથી ભારે પગલાંનો અવાજ સંભળાયો. વિના વિલંબે વૃધ્ધે સૂર્યકાન્તને બારણાં નજીક આવેલો જોયો. તેના ખભા ઉપર એક યવન મનુષ્યનો દેહ તરફડતો હતો ! બરાબર એક બાળકની માફક એ દેહને બન્ને હાથથી ઉંચો કરી સૂર્યકાન્તે ધબ્બ લઇને બેઠકખાનામાં નાખ્યો. નીચે પડતાંજ તેણે આર્ત્તનાદ કર્યો.

વૃધ્ધે ભય પામી પૂછ્યું:–"આ બધું શું છે ?"

સૂર્યકાન્તે કહ્યું:–"આપને પ્રમાણ જોઇતું હતું ને ? લ્યો, આ જીવતું પ્રમાણ હાજર છે ! આ નરાધમ આપની સામેના મકાનમાં રહે છે એ આપ જાણો છો ! એનું નામ હયદરઅલી છે. અત્રે બેસી બારીમાંથી મેં તેને રસ્તેથી જતો જોયો એટલે ઉંચકી લાવ્યો !"

હયદરઅલીએ ખોખરાં થયેલાં હાડકાં ઉપર હાથ પસવારતાં દીનકંઠે કહ્યું:–"મારા ઉપર દયા લાવી મને માફી આપો."

સૂર્યકાન્તે પોતાના હાથથી તેના માથાને હલાવી આજ્ઞાસૂચક સ્વરે કહ્યું:–"જો જીવવાની ઇચ્છા હોય તો ખરી હકીકત કહે ! નહિ તો મારી એકજ મુક્કીથી ત્હારો જાન નીકળી જશે !"

હયદરઅલીએ હાંફતાં હાંફતાં તેના પાપી જીવનના એ અપવિત્ર અધ્યાયની પુનરાવૃત્તિ કરી. જીવ જવાના ભયથી તેણે કોઈ વાત છુપાવી નહિ. પછી તેણે બંને હાથ જોડી કહ્યું:–" હવે મને જવા દો. કાલે જ હું મારી જગ્યા બદલી બીજે ઠેકાણે રહેવા ચાલ્યો જઇશ ! "

સૂર્યકાન્તે કહ્યું:–" દોજખના કીડા ! તારૂં ખૂન કરવામાં આવે તો પણ પાપ લાગે તેમ નથી; પરંતુ આ વખતે તને જવા દઉં છું;– જા, તારૂં કાળું મોં અહીંથી લઈ જા ! " સૂર્યકાન્તના આ શબ્દો સાંભળી વાઘના મુખ પાસેથી હરિણ જેવી રીતે નાશી જાય એવા તીર વેગથી હયદરઅલી સૂર્યકાન્ત પાસેથી ચાલ્યો ગયો !

વૃદ્ધના મુખ તરફ જોઇ સૂર્યકાન્તે કહ્યું:–" મહાશય ! હવે આપની ખાત્રી થઇ કે ?"

વૃધ્ધે વેગથી માથું હલાવી કહ્યું:–" ના."

" કારણુ ? "

હયદરઅલી પાપી છે. પોતાના સહુથી મોટા પાપની વાત તે છુપાવી ન રાખે એ અશક્ય છે. વેશ્યાના આશ્રયમાં ખરાબ સોબતમાં જે કુળ-વધુએ રાત ગુજારી છે તેના સતીત્વનો નાશ થયો નથી એવી વાત હું માનું તો પણ બીજું કોઈ માની શકે તેમ નથી. વળી જેને લીધે મારો પુત્ર ગૃહત્યાગી થયો છે તેને હું સ્વીકારી શકું તેમ નથી ! હું સમાજ જીવનનો દાસ છું. કુલટા વહૂને ઘરમાં સ્થાન આપી હું જાતિ બહિષ્કૃત થાઉં કે ?"

સૂર્યકાન્તની સઘળી મહેનત વૃથા થઇ. નિરાશાથી નિસ્તબ્ધ બની તે છબીમાં આંકેલી મૂર્ત્તિ માફક ઉભો રહ્યો !

વૃધ્ધે તરતજ ઘરની અંદર જઇ મુકુલમાલાને બ્હાર કાઢી. સૂર્ય-કાન્તે પણુ એ પ્રકાર સમજી જઈ બ્હાર નીકળી મુકુલમાલાને ઉદ્દેશીને કહ્યું:–" બ્હેન ! હવે એક ક્ષણુ માટે પણુ અત્રે રોકાવું ઉચિત નથી. મેં મારાથી બનતો સઘળો પ્રયત્ન કર્યો છે; પરંતુ આ સમાજના જીવોનો પત્થરનો પ્રાણુ કોઇ રીતે પીગળે તેમ નથી. આજ કાલના સમાજ જીવ-નમાં મનુષ્યત્વના મૂલ્યની કાંઈ કિમ્મત નથી. બ્હેન ! તમે ચિંતા કરશો નહિ. મેં પ્રથમથી જ તમારૂં રક્ષણુ કરવાની પ્રતિજ્ઞા કરેલી છે. ભાઈ પાસે બ્હેને સંકોચ રાખવો જોઇએ નહિ. ચાલો મારી સાથે." આમ કહી મુકુલમાલાનો હાથ પકડી સૂર્યકાન્ત પોતાની મૉટર પાસે ગયો તથા તેને અંદર બેસાડી મૉટર તેણે હાંકી મૂકી.

સૂર્યકાન્તની સાથે મુકુલમાલા જ્યારે પાછી આવી ત્યારે ઉષાએ દુ:ખનું મ્લાન હાસ્ય કરી કહ્યું:–" બ્હેન ! હું તમારી જ રાહ જોતી

હતી. તમે વિના વિલંબે પાછાં આવશો એ હું પ્રથમથી જાણતી હતી."

ઉષાના ખભા ઉપર મસ્તક રાખી રડતાં રડતાં મુકુલમાલાએ કહ્યું:– "મારા દારૂણુ દુર્ભાગ્યે તેઓ સંસારત્યાગી થઇ ગયા છે, નહિ તો આજે મને હાંકી કાઢવાની તાકાત કોઇનામાં નહોતી."

સૂર્યકાન્તના બંગલાની આસપાસ આવેલા બગીચામાં ફુવ્વારાની પાળ ઉપર ઉષા એકલી બેઠી હતી. તે ચુપકીદીથી ગ્રહ નક્ષત્રોથી પ્રકાશી રહેલા ગગનમંડળ તરફ જોઇ રહેલી હોવા છતાં તેની દૃષ્ટિ જાણે કે એ આકાશના પટને ભેદી આગળ પહોંચી ગઈ હતી. જીવનનાં ભૂતકાળનાં પૃષ્ઠો ખોલી તે પોતાના વર્તમાન સાથે મેળવી જોતી હતી તથા ચિંતા કરતી હતી.

દશ વર્ષની ઉમ્મરે જ બાળલગ્નનો ભોગ થઈ પડેલી ઉષા વિધવા થઈ હતી. જીવનકળી ખીલતાં ન ખીલતાંમાં કરમાઈ ગઈ હતી. ઉષાએ પતિના મુખને યાદ કરવાની ઘણી મહેનત કરી; પણ એ મુખ તેને યાદ આવ્યું નહિ.

પતિ વિના નારીનું જીવન વિફળ થાય છે, આશાનું ફુલ સુકાઇ જાય છે, જીવનનો આનંદ ઉડી જાય છે; આમ છતાં બંડખોર જુવાની સમાજથી બિલ્કુલ બ્હીતી નથી. નારીના વિફળ દેહમાં પણ નિયમિત વખતે તે આવે છે. એનું આગમન નિષ્ઠુર પરિહાસ જેવું હોય છે! યૌવન આવે છે. તેની સાથે ઉચ્છ્વાસ અને વાસના પણ આવે છે! નારી ગમે એટલી વ્યર્થતા અને નિરાશામાં હોય છે તો પણ એ સહુ આવી તેને ચપળ બનાવી દે છે. અમારે કહેવું જોઇએ કે યૌવનના એ રસતરંગોના આઘાતો થવા છતાં ઉષા પડી ગઇ નહોતી. મનને કાબૂમાં રાખી અનાયાસે તેણે સ્થિરતાનું અવલંબન કર્યું હતું.

બાલ્યાવસ્થાથી જ લેખન વાંચન તરફ તેનો પ્રેમ હતો. વય વધતાં એ પ્રેમ એટલો બધો વધી ગયો હતો કે ગામની લાયબ્રેરીની સઘળી

ચોપડીઓ તેણે વાંચી નાંખી હતી. તે સાથે ખરીદ કરીને પણ તેણે ઘણી ચોપડીઓ વાંચી હતી. તેના જેવી વાંચનારીઓ ગુજરાતમાં જો વિશેષ હોત તો ગુજરાતી લેખકોના ઘરમાં આજે ભાગ્યે જ દરિદ્રતા જોવામાં આવત. ગૃહસંસારનું કામ આટોપી લીધા પછી જે વખત મળતો તે આ વાંચનના કાર્યમાં સહેલાઈથી પસાર થઈ જતો.

ઉષાનું રૂપસૌન્દર્ય પ્રેક્ષણીય હતું. કવિ તથા શિલ્પિની આકાશ વિહારિણી કલ્પના પણ સૌન્દર્યના એ જીવતા આદર્શ આગળ હારી જાય એવો સંભવ હતો. કાવ્યમાં, ચિત્રમાં અથવા પાષાણમૂર્તિમાં ઉષાના દેહને કોઇ કળાકારથી આબેહુબ ઉતારી શકાયો હોત તો તેના પ્રાણને અત્યંત આનંદ થયા સિવાય રહેત નહિ. ઉર્વશી અને મેનકાનું સૌન્દર્ય કેવું હતું તેની અમને ખબર નથી; પરંતુ ઉષા જો એ યુગમાં જન્મી હોત તો આજે આપણે એને એ યુગના પુરાણમાં અવશ્ય જોઇ શકત. તેને માટે કોણ જાણે કે કેટલાય ઋષિ મુનીની ચિરકાળની તપસ્યા ચિત્ત ભમી જતાં વૃથા થઇ ગઈ હોત.

આ યુગમાં ઋષિમુનીઓના ધ્યાનનો ભંગ થાય એવો સુયોગ નહિ હોવા છતાં તેમના ભકતોની કાંઇ ખોટ નથી. રૂપની ખ્યાતી ચેપી રોગની માફક આશ્ચર્ય ઉપજે એટલી ઝડપથી ચોતરફ ફેલાઇ જાય છે તથા રૂપરોગના કોપથી કેટલા લોકો મરી ગયા છે, મરે છે તથા અધમુઆ થયા છે ને થાય છે તેનો જો રૂપસુંદરીઓ બરાબર હિસાબ રાખતી હોત તો સહુ સ્તંભિત થઈ જાત !

નિબિડ અંધકારમાં વનપુલ ખીલે છે તો પણ રસિક મધુકરો તેને અવશ્ય શોધી કાઢે છે.

ઉષાના રૂપે કેવળ બીજાને જ માર્યું નહિ; પણ તે પોતે સુધ્ધાં એ રૂપના અગ્નિમાં બળી મરી. આમ હોવા છતાં એ વિષયમાં તેનો કાંઇ હાથ નહોતો. અરેરે ! જે દિવસે તેનું ભાગ્યચક્ર એકાએક વિરૂધ્ધ

દિશા તરફ ફરી ગયું એ દિવસ કેવો ભયંકર હતો! દિવસને યાદ કરતાં ઇશ્વરના અસ્તિત્વ માટે ઉષાના મનમાં સંદેહ ઉપજતો હતો. તે ઘણા આવેગથી બોલી ઉઠતી:–'નહિ નહિ, ઇશ્વર છેજ નહિ. જો ઇશ્વર હોત તો મારા નિર્દોષ જીવનમાં આવા દુર્ભાગ્યનો દિવસ આવત નહિ!"

એક દિવસે રાત્રે એકાએક તેના ઘરમાં ચોર ઘુસ્યા. જરજોખમ લઈ જવાને બદલે તેઓ કેવળ ઉષાને લઈ રાત્રિના અંધકારમાં ક્યાંય અદ્દશ્ય થઇ ગયા. બીજે દિવસે સ્હવારે કેટલાક ખેડૂતોએ ઉષાના અજ્ઞાન દેહને એક ખેતર નજીક પડી રહેલો જોયો.

ત્યાર પછી? જે બને છે તે બન્યું! ગામના પ્રૌઢ તથા વૃધ્ધ લોકોએ પ્રબળ આંદોલન કર્યું. શાસ્ત્રવિધાનની પુનરાવૃત્તિ કરી, મહિલા-મંડળમાં કુત્સિત નિંદા ચાલુ થઈ. એ સર્વનું પરિણામ એવું આવ્યું કે ઉષાને ગૃહનો ત્યાગ કરવો પડ્યો! તેમ ન થયું હોત તો હિંદુના સમાજ જીવનની પવિત્રતાનું રક્ષણ થઈ શકત નહિ!

મુંબાઇમાં ઉષાનો એક દૂરનો સગો રહેતો હતો. આ બનાવની ખબર મળતાં તરતજ તે ઉષાને ઘેર આવ્યો. ઉષાની નિરાધાર સ્થિતિ જોઈ તેનો દયાળુ પ્રાણ ઘણો દુ:ખી થયો–એટલે સુધી કે તેનાથી અશ્રુજળને રોકી શકાયું નહિ. અશ્રુજળ લુંછી નાખ્યા પછી તેણે ઉષાના પિતાને પૂછ્યું:–"હવે તમે ઉષાની શી વ્યવસ્થા કરવા ઇચ્છો છો?"

"શું કરવું એ મને સૂઝતું નથી; છતાં એટલું તો ખરું કે સમાજ ભયને લીધે તેને હું ઘરમાં રાખી શકું તેમ નથી."

પેલા સગાએ કહ્યું:–"જો એમજ હોય તો તમે એને મારી સાથે મોકલો. મારે ત્યાં હું એને મારી કન્યાની માફક રાખીશ. અહીં જે કાંઈ બન્યું હોય તેની મુંબાઇના લોકને ખબર પડે તેમ નથી."

ઉષાના પિતાએ સંમતિ દર્શાવી. પેલો સગો ઉષાને સાથે લઈ મુંબાઈ ચાલ્યો ગયો. પછી ઉષાની સાથે મુંબાઈ જઈ તેણે જે મકાનમાં પ્રવેશ કર્યો તે મકાનમાં સતીત્વનું કાંઇ મુલ્ય નહોતું ! ઉષા શહેરના એ લત્તાથી અજાણી હતી. પ્રથમ તો તેને વ્હેમ ન ઉપજ્યો. વળી તેના આશ્રયદાતાની દયાનો ભેદ સમજાઈ ગયો ! એ વખતથીજ ઉષાના અંતરમાં સઘળી પુરૂષજાતિ ઉપર અવિશ્વાસ ઉપજ્યો. સૂર્યકાન્તને તેણે કહ્યું હતું કે, "પુરૂષનો હું વિશ્વાસ રાખતી નથી."

આ તેના ક્ષુદ્ર જીવનનો અશ્રુઓથી ભીંજાયલો ઇતિહાસ છે. તેના જીવનના ચોકક્સ યથાર્થ ઇતિહાસથી તેનાં માબાપ પણ અજ્ઞાત રહ્યાં; કેમ કે, ઉપરોકત આશ્રયદાતાએ મુંબાઈ આવ્યા પછી તેમને એવા આશયનો પત્ર લખી દીધો કે, "તમારી પુત્રી રસ્તામાંજ મારી આંખોમાં ધૂળ નાખી નાશી ગઈ!"

ભૂતકાળની એ સઘળી હકીકત આજે ઉષાને યાદ આવી દુઃખી કરતી હતી. તે સ્વગત કહેવા લાગીઃ—"ભાગ્યદેવતાએ હજી આ અભાગિનીના ભાગ્યમાં કેટલું બધું દુઃખ લખેલું હશે એ કોણ જાણે છે ! એ દુઃખનો અંત નહિ જ આવે કે ?"

બરાબર આ સમયે સૂર્યકાન્તે પાછળથી આવી કહ્યું:—"ઉષાદેવી !"

તંદ્રામાંથી જાગી હોય એવી રીતે ચમકી ઉઠીને ઉષાએ કહ્યું:— "આવો."

સૂર્યકાન્ત પણ ઉષાથી થોડે અંતરે ફુવ્વારાની પાળ ઉપર બેઠો. તેણે કહ્યું:—"હું તમને આખા મકાનમાં શોધી વળ્યો. તમે એકલાં અહિં કેમ બેસી રહ્યાં છો ?"

"આખો દિવસ મુકુલમાલાનુ રૂદન સાંભળી મારૂં મન પણ ભરાઇ આવ્યું હતું. તેનું દુઃખ જોઇ નહિ શકવાથી હું એકાંતમાં અહિં આવીને બેઠી. અહિં આવ્યા પછી મને મારા દુઃખી જીવનનું સ્મરણ

થઈ આવ્યું. ઘણો પ્રયત્ન કરવા છતાં હું મારી માનસિક ચિંતાને દૂર કરી શકતી નથી.”

“ એમાં તમારો દોષ નથી. તમે જે સ્થિતિમાં મૂકાયાં છો એ સ્થિતિમાં હરકોઇને સ્વાભાવિક રીતે જ ચિંતા થાય તેમ છે.”

“ મારી સ્થિતિની આપને ક્યાં ખબર છે ? ”

“ મુકુલમાલાને મુખે તમારી થોડી ઘણી હકીકત મેં સાંભળી છે.”

“ મારી હકીકત જાણવા આપ આટલા બધા અધીર કેમ ?”

“ તમને કાંઈ મદદ કરી શકાય તેમ છે કે કેમ એ જાણવા માટે.”

“અશક્ય વાત છે. આપ મને મદદ કરી શકો તેમ નથી.”

કદાચ મદદ કરી પણ શકું; આશાનો ત્યાગ કરવા હું રાજી નથી. હવે હું તમને જે વાત કહેવા આવ્યો છું તે સાંભળો. આજે મુકુલમાલાના પિતાને હું મળી આવ્યો છું.”

“ મુલાકાતનું પરિણામ શું આવ્યું ? ” ઉષાએ પૂછ્યું.

“ તમે કહ્યું હતું તેવુંજ પરિણામ આવ્યું છે. મારી હકીકત સાંભળી તેમના પિતાએ કહ્યું, “ જે કન્યાએ વેશ્યાના ઘરમાં રાત ગુજારી છે એ કન્યાને હું મારા ઘરમાં આશ્રય આપવા ઇચ્છતો નથી.” મેં તેમને ઘણુંય સમજાવ્યા; પરંતુ કાંઈ ફળ આવ્યું નહિ.”

ઉષાએ કહ્યું:—“ એ હું પ્રથમથીજ જાણતી હતી. તેથીજ મુકુલમાલાને સાથે નહિ લઇ જતાં આપને એકલાને ત્યાં જવાનું મેં કહ્યું હતું. આપ જઇને મુકુલમાલાને આ વાત કહો.”

“ ના, તેમને આ વાત કહેવા જેટલી મારા હૃદયમાં હિમ્મત નથી. બની શકે તો તમે જ આ વાત તેમને કહેજો.” સૂર્યકાન્તનો કંઠ આ વખતે ભારે થયો હતો.

અલ્પ કાળ સુધી ચુપ રહ્યા પછી ઉષાએ કહ્યું:–"ત્યારે હવે અમારી બન્નેની આપ શી વ્યવસ્થા કરશો?"

"કાંઈ પણ કરીશ જ. વિચારવા માટે મને બે દિવસનો વખત આપો."

"વિચાર કરવો હોય તો એકલાં મુકુલમાલા માટે કરો. હું આપના મસ્તક ઉપર ભાર તરીકે રહેવા ઇચ્છતી નથી. મને વિદાય કરી દ્યો."

"તમારા બન્નેમાંથી કોઇનો પણ ત્યાગ હું કરનાર નથી. હજી તમે મને પરાયો શા માટે ધારો છો? મને મારા કર્તવ્યનું ભાન નથી કે? મને તમે પત્થરના જેવો નિષ્ઠુર તથા નિર્જીવ ધારો છો? જો બીજો કોઈ ઉપાય નહિ કરી શકું તો તમને હું મારા આ બંગલામાં જ રાખીશ. અહીં તમે કદાચ સુખી નહિ થઈ શકો પરંતુ અપવિત્ર તો નહિ જ થાઓ. મને કેવળ એટલી જ સાંત્વના છે."

થોડા સમય સુધી ઉષા કાંઇ બોલી નહિ. તે નીચું જોઇ બેસી રહી પછી મોં ઉચું કરી તેણે કહ્યું:–"કવિઓ ઉપમા આપે છે કે, શુષ્ક મરૂભૂમિમાં પણ શ્યામલતાનો લીલાકુંજ હોય છે. પુરૂષજાતિની અંદર આપને જોઈ મને એ ઉપમા યાદ આવે છે. છતાં વિચાર કરી જુઓ, અમારો સ્વીકાર કરવાથી સમાજ આપનો ત્યાગ કરશે અને કહેવાતો શિષ્ટ સંપ્રદાય આપના તરફ તિરસ્કારની નજરથી જોશે."

તિરસ્કારપૂર્ણ હાસ્ય કરી સૂર્યકાન્તે કહ્યું:–"જે સમાજજીવન માલદાર માણસોની લક્ષ્મીને વશ થઈ રહેલું છે તથા ગરીબોના દુઃખ તેમજ હાહાકાર તરફ જે સમાજજીવન આંધળું થઈ રહે છે તેની હું બિલકુલ પરવાહ કરતો નથી. સમાજ મને શું કરી શકે તેમ છે? સમાજની ઉત્પત્તિ દરિદ્રોના માથા ઉપર પ્રહાર કરવા તથા લક્ષ્મીસંપન્નોની ચરણસેવા કરવાને જ થયેલી છે.

ઉષાએ દુઃખિત કંઠે કહ્યું:–"આપ અમારા સદ્ભાગ્યે અમારૂં રક્ષણ કરશો એ ખરૂં; પરંતુ આપના જેવા પુરૂષસિંહ આપણા દેશમાં વિશેષ જન્મતા નથી એ વિચારતાં મને ઘણું દુઃખ થાય છે. આપ મને તથા મુકુલમાલાને જોઈ વિચળિત બની ગયા છો; પરંતુ આપણા દેશમાં અમારા જેવી અરે! અમારા કરતાં પણ વિશેષ દુઃખિની–અભાગિની હજારો નારીઓના અંતરના ઊંડા નિશ્વાસોથી આખું આકાશ તપી જાય છે. કોઇ અમારૂં રક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે તો સમાજમાં તેની નિંદા થાય છે. કોઈ ગ્રંથકાર આર્યાવર્તની અભાગિનીઓની અધોગતિનાં ચિત્ર રજૂ કરી તેમના ઉદ્ધારના માર્ગ દર્શાવે છે તો કહેવાતા શિષ્ટ સાહિત્ય મંડળના સભ્યો તેના ઉપર હુમલો કરી તેનો બહિષ્કાર કરવાની એકપક્ષીય દલીલ રજુ કરે છે. શિષ્ટ ગણાતા ગૃહસ્થો ગમે એટલી કામચલાઉ પત્નીઓ રાખી શકે છે; છતાં સમાજ એ શરીફ બદમાશોનો ત્યાગ કરતો નથી."

સૂર્યકાન્તે ચિંતાતુર મુખે કહ્યું:–"આટલા દિવસ સુધી મેં આ વિષયનો વિચાર કરી જોયો નહોતો–વિચાર કરી જોવાનું કારણ પણ મને મળ્યું નહોતું. હવે તમને જોઇ એ સઘળી અભાગિનીઓના દુઃખને હું મારા મનમાં અનુભવી શકું છું."

ઉષાએ ઉત્તેજીત કંઠે કહ્યું:–"તેઓ નારી છે, પુરૂષ જાતને જન્મ આપનારી માતા છે, તેમના સ્તનપાનથી, પુરૂષનું શૈશવાવસ્થામાં પોષણ થાય છે, તેમના સ્નેહપ્રેમથી સેવા–ચાકરીથી પુરૂષના જીવનદીપની શિખા ગમે એવા દુ:ખરૂપી વંટોળીઆમાં પણ સળગતી રહે છે! આ સઘળું ભૂલી જઇ પુરૂષો જ બળ અને કૌશલથી પોતાની વાસનાના અગ્નિકુંડમાં તેમને ફેંકે છે! જે પુરૂષ ન્યાયકર્તા હોવો જોઇએ તેજ પોતે ગુન્હેગાર છે!"

સૂર્યકાન્તે કહ્યું:–"ખરૂં છે. જગતમાં આ દારૂણ પ્રહસનનો અભિનય હજી કેટલા દિવસ સુધી ચાલશે એ સમજી શકાતું નથી!"

અશ્રુથી રૂંધાયલા ઉત્તેજીત સ્વરે ઉષાએ કહ્યું:–" આપણો દેશજ એકલો એવો છે કે, જ્યાં નારીના શિક્ષણ માટે કોઇ જાતની ચોક્કસ વ્યવસ્થા નથી. ઘરની બ્હાર નીકળતાં અંત:પુરવાસિની નારીથી પુરૂષની સહાયતા વિના એક પગલું પણ ભરી શકાતું નથી ! જે પાપિષ્ઠાઓ ખરાબ વાસનાને વશ થઈ પુરૂષના આલિંગનમાં આત્મઘાત કરે છે તેમના માથા ઉપર વજ્રાઘાત થાઓ–હું તેમની વાત કહેતી નથી: પરંતુ જે અભાગિનીઓ વિના દોષે દોષી છે, જેઓ પુરૂષોના આક્રમણનો ભોગ થઇ પડી છે. જેમનાં મન સીતા, સાવિત્રી જેવાં નિર્મળ છે તેમને સુધ્ધાં સમાજ ક્ષમા આપતો નથી ! એવી સ્થિતિમાં તેઓ શું કરે ? કોઇ ભૂખે પેટે મરે છે તથા જેનામાં એવું સાહસ નથી હોતું તે બીજી રીતે મરે છે. એ માટે સમાજ જવાબદાર છે; કારણ કે સતીને તે બળાત્કારે અસતી કરે છે ! "

સૂર્યકાન્તે કહ્યું:–" ઉષાદેવિ ! તમારા વિચારોને હું મળતો છું. હું જાણું છું કે, શાસ્ત્રોની રચનામાં તથા સમાજના બંધારણમાં નારીની કોઇ સ્વતંત્ર ઇચ્છા કે શકિત છે જ નહિ; તેથી જ તેને પરાધીન રહેવું પડે છે. આદર્શ સમાજનું બંધારણ બાંધવું હોય તો નરનારીને સમાન લેખવાં જોઇએ. તેઓ સમાજનાં યમજ સંતાનની માફક રહી શકે એવો પ્રયત્ન કરવો જોઇએ ! સમાનતા નથી હોતી ત્યાં સંકટ આવી પડે છે એ સિદ્ધાંતની સત્યતાનાં ઇતિહાસમાં અસંખ્ય ઉદાહરણ છે. પ્રાચીન મિસરમાં સ્ત્રીઓનું પ્રધાનત્વ હતું તેથી પુરૂષોને બ્હારના અતિથી માફક રહેવું પડતું હતું. ઉત્તરાધિકારની પ્રાપ્તિ પણ સ્ત્રીવર્ગને જ થતી હતી. જો પતિ રૂપિયા લેતો તો મીસરની રમણી વ્યાજ માટે કાબુલીવાળાના જેવો જુલ્મ ગુજારતી. તાત્પર્ય એ છે કે, વિશેષ શક્તિ પ્રાપ્ત થતાં પોતાના સ્વાર્થનુંજ રક્ષણ કરવાનો માનવ સ્વભાવ છે. આવી સ્થિતિમાં સ્ત્રીઓ પોતે પોતાના ઉદ્ધારનો કાંઈ પ્રયત્ન ન કરે ત્યાં સુધી

તેઓની ઉન્નતિ થવી અશક્ય છે. સ્ત્રીજાતિએ પુરૂષજાતિ તરફ બંડખોર બની પોતાના ચૈતન્ય અને યોગ્યતાનો પરિચય કરાવવો જોઇએ, અત્યાચારનો પ્રતિવાદ કરવો જોઇએ. તેમ કર્યા સિવાય સાક્ષાત ઈશ્વર પણ તેમને સ્વાધીનતા આપી શકશે નહિ."

ઉષાએ ઉઠીને કહ્યું:–"હુ મુકુલમાલા પાસે જાઉં છું તેઓ ખબર જાણવા માટે વ્યાકુળભાવથી રાહ જોતાં હશે."

સૂર્યકાન્તે કહ્યું:–" ઉષાદેવિ ! તમે એમ ન સમજશો કે, હું કેવળ બકવાદ કરૂં છું. પતિતા સ્ત્રીઓની સુધારણાની વાત આજ મનમાં ગુંચવાઈ રહી છે. એ વિષયમાં હું મારાથી જે કાંઈ બની શકશે તે જરૂર કરીશ. પ્રથમ મને જોઈતી બાતમી મેળવવા દ્યો ત્યાર પછી કર્તવ્ય નક્કી કરવામાં આવશે. કેવળ તમે આ સ્થાનનો ત્યાગ કરી જવાનો યત્ન કરશો નહિ એટલીજ મારી તમને પ્રાર્થના છે."

સૂર્યકાન્તે પતિતા સ્ત્રીઓની બાતમી મેળવવા માટે કેટલાક ચાલાક અનુભવી ગુપ્તદૂતો નિયુકત કર્યા હતા. તેઓ જે ખબરો લાવવા લાગ્યા તે સાંભળી સૂર્યકાન્ત સ્તંભિત બની ગયો. સમાજની અંદર પુરૂષના પશુત્વનો જે ઇતિહાસ, નિષ્ઠુરતાની કથાઓ, અસહાય નારીઓ ઉપરનો ભયંકર અત્યાચાર વગેરે છુપાઈ રહ્યું હતું તેની ખબર મળતાં સૂર્યકાન્ત ઘણો વિચળિત અને દુઃખિત બની ગયો.

આટલું હોવા છતાં એ સમાજ સહજ ભાવથી નિશ્ચત રીતે ઉભો રહ્યો છે ! તે નિષ્ઠુર કૌતુકસહ દંડાઘાત કરે છે, પણ ન્યાય કરતો નથી. બળવાનને તે છોડી મૂકે છે, પાપીને ક્ષમા આપે છે; પરંતુ બળવાનના જુલ્મ નીચે જે દુર્બળ નિર્દોષ હોવા છતાં કચડાઇ જાય છે તેને જ તે ગુન્હેગાર ઠરાવે છે ! પતિતા અભાગિનીઓને સમાજ પોતાની અંદર ન રાખે તો કાંઇ હરકત નહિ, પરંતુ તેઓ નિર્ભય સ્થળે સદ્ભાવથી રહી શકે એવી કાંઈ વ્યવસ્થા સુધ્ધાં તે કરતો નથી.

સતીત્વની મર્યાદા સઘળા દેશોમાં છે અને હોવીજ જોઇએ; છતાં તે સાથે એ પણ ખરૂં છે કે, યુરોપ તેમજ અમેરિકામાં જેઓ યથાર્થ અસતીઓ છે તેઓ સુખ્ખાં સારી રીતે કામ ધંધો કરી પોતાનો નિર્વાહ કરી શકે એવા ઉપાયોની તેમને માટે ખોટ નથી. નાટકશાળાની નટીઓ આપણા દેશની નટીઓ માફક ત્યાં સમાજની બ્હાર નથી. એ સ્થળે નર્ત્તકી તરીકે આવા વર્ગની અસંખ્ય કુચરિત્ર નારીઓ કામ કરે છે એ તો જાહેર વાત છે. તે ઉપરાંત ઓફિસોમાં અને દુકાનોમાં આ વર્ગની સ્ત્રીઓ ગરીબ પરિશ્રમી સચ્ચરિત્ર મહિલાઓ સાથે પણ અનાયાસે કામ કરી શકે છે.

જે દેશોમાં પતિતા નારીઓ માટે નિષ્પાપ ઉપાયોથી જીવન નિર્વાહ કરવાનાં સાધનો હોય છે તે દેશોમાં પણ પતિતા ગણી તેમને સમાજની બ્હાર હડસેલી મુકવામાં આવતી નથી. તેમનામાં જેમને પોતાના પાપ માટે પસ્તાવો થતો હોય છે તેમને સુધરવાનો અવકાશ આપવામાં આવે છે. દૈવયોગથી જેમને પતિતા થવું પડ્યું હોય છે તેમની પણ સમાજ યોગ્ય વ્યવસ્થા કરે છે. એ માટે ત્યાં ઘણા આશ્રમો હોય છે.

કેવળ આપણો દેશજ એવો છે કે, જ્યાં ક્ષણકાળની ભૂલથી, દૈવયોગથી અથવા નામરજીથી પુરૂષની પશુ પ્રવૃત્તિથી એક વખત જેઓ પતિતા થઇ હોય છે, પાપ ઉપર જેમને ઘણો તિરસ્કાર હોય છે. આકસ્મિક પદસ્ખલન માટે જેઓ પશ્ચાતાપથી હાહાકાર કરે છે તેમને માટે પુન:સુધારવાનું સાધન નથી–સન્માર્ગે જીવન ગુજારે એવા આશ્રમ નથી.

મૂળ વાત એ છે કે, કેવળ કાર્ય જોઇને નહિ; પણ મન જોઇને મનુષ્યત્વનો વિચાર કરવો જોઇએ. જેના મનમાં પાપી ઇચ્છા હોતી નથી, તે જો કદાચ પોતાની અજ્ઞાત સ્થિતિમાં કિંવા જુલ્મનો ભોગ થઈ પડતાં કોઈ અન્યાયી કાર્ય કરી બેસે, નિરૂપાયે તેને તેવું કાર્ય

કરવાની ફરજ પડે તો નિન્દિત, તિરસ્કૃત અને અપમાનિત ગણી શા માટે તેનો ત્યાગ કરવો જોઇએ ? પૃથ્વીનો ગમે એવો કઠોર ન્યાયાધીશ તેને ક્ષમા આપી શકે; પરંતુ સમાજ ક્ષમા આપતો નથી. ક્ષમા આપવાનું તો દૂર રહ્યું; પરંતુ તે તેના ભાવી જીવનની કાંઈ વ્યવસ્થા સુદ્ધાં કરતો નથી. જો આમજ છે તો પછી મનુષ્યની શ્રેષ્ઠતા ક્યાં રહી ?

જે સઘળી પતિતાઓનો ઇતિહાસ સૂર્યકાન્તના જાણવામાં આવ્યો તેમનામાં પાપિષ્ઠાઓ પણ ઘણી હતી અને નિર્દોષ આત્મા પણ ઘણા હતા. સૂર્યકાન્તે હિસાબ કરી જોઈ એ પતિતાઓના પાંચ ભાગ પાડ્યા. (૧) વેશ્યાઓના ગર્ભથી જન્મેલી પતિતાઓ (૨) પાપી ઇચ્છાને વશ થઈ કુલ ત્યાગી જનારી પતિતાઓ (૩) પુરૂષોના છળ કૌશલ અને પ્રલોભનનો ભોગ થઇ પડેલી પતિતાઓ પોતાના ક્ષણકાળના ભ્રમથી થયેલી પતિતાઓ પાછળથી પશ્ચાત્તાપ કરનારીઓ (૫) દુષ્ટોના આક્રમણથી ઇચ્છા વિરૂદ્ધ થયેલી પતિતાઓ.

સૂર્યકાન્ત જાણી શકયો કે, કેવળ ઉષાજ નહિ; પરંતુ હરેક ગામમાં તેના જેવી ઘણી રમણીઓ એકાએક નરપશુઓનો ભોગ થઈ પડે છે તથા તેઓ વિના દોષે ચિરકાળ માટે સમાજના આશ્રયથી વંચિત થાય છે. મુકુલમાલા જેવી ઘણી સતી સાધ્વીઓનાં હરણ પણ થાય છે, કેટલીક સાસુ સસરાના ઘરના રાક્ષસી ત્રાસથી કુળ ત્યાગ કરે છે.

હતભાગ્ય જીવનની કરૂણ કથાઓ સાંભળતાં સાંભળતાં સૂર્યકાન્તનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવતું હતું. તે એ હૃદયવિદારક વાતો સાંભળી સ્તંભિત બની જતો હતો. આમ છતાં આ સઘળાં પતનોના ઇતિહાસનાં ઘણાં ખરાં પૃષ્ઠ પુરૂષના પાપની છાપથી કલંકિત જોવામાં આવતાં હતાં.

સૂર્યકાન્તનો એક ગૌરીશંકર નામનો સ્નેહી પોલિસ વિભાગમાં સારા અધીકાર પર હતો. તેની મદદથી દૂતો રોકી સૂર્યકાન્તે પતિતા નારીઓનો ઇતિહાસ મેળવ્યો હતો. આસપાસનો સંપૂર્ણ વિચાર કર્યા

પછી તેણે પોતાનું કર્ત્તવ્ય નક્કી કરી નાખ્યું, એ કર્ત્તવ્ય પાર પાડવા જતાં કદાચ આખી પૃથ્વી તેની વિરૂદ્ધતા કરે તો પણ તે તરફ લક્ષ્ય નહિ આપવાનો તેણે નિશ્ચય કર્યો.

બરાબર આ સમયે ઉષાએ સૂર્યકાન્ત પાસે આવી પૂછ્યું:–"કેમ આપ કોઈ પણ પ્રકારના નિશ્ચય ઉપર આવ્યા કે ?"

સૂર્યકાન્તે કહ્યું:–"હા, મેં એક ઉપાય નક્કી કર્યો છે. હું પતિતા અભાગિનીઓ માટે એક આશ્રમની પ્રતિષ્ઠા કરીશ. તમારી માફક તેમનો પણ નરકમાંથી ઉદ્ધાર કરી આશ્રમમાં હું તમને આશ્રય આપીશ. પછી અનુભવી માણસને નિયુકત કરી તમને સહુને એવું શિક્ષણ અપાવીશ કે જેથી તેઓ આશ્રમમાં બેસી પોતાની જીવિકાનો નિર્વાહ કરી શકે."

ઉષા:–"પરંતુ આશ્રમની પ્રતિષ્ઠા કરવામાં પુષ્કળ રૂપિયાની જરૂર પડશે."

"જેટલા રૂપિયાની જરૂર પડશે તે બધા હું આપીશ."

"સમજી, પરંતુ એટલું અવશ્ય યાદ રાખજો કે, આપના એ કાર્યથી સમાજ પ્રસન્ન થશે નહિ."

અધીરભાવથી જમીન ઉપર પગ પછાડી જોરથી માથું હલાવી સૂર્યકાન્તે કહ્યું:–"હું બંડખોર છું ! મનુષ્ય ધર્મ ઉપર હું આવા સડી ગયેલા સ્વાર્થી પુરાતન સમાજને સ્થાન આપતો નથી. સમાજના જરાજીર્ણ હાથનો ભય મૂર્ખનેજ હોય છે. હું અસહાય દુર્બળ અબળા નથી. હું પુરૂષ છું. મુક્ત વિશ્વના ઉદાર પ્રકાશ તથા વાયુએ મને શકિતવાન બનાવ્યો છે. એ પ્રાચીન સમાજ સાથે હું સહેલાઇથી ટક્કર ઝીલી શકીશ ? દેશમાં ચોતરફ આજે પગ નીચે છુંદાતા મનુષ્યત્વનો રૂદનધ્વનિ સાંભળવામાં આવે છે. ઉચ્ચ જાતિથી લાકડીઓ ખાઈ નિમ્નજાતિએ રડે છે. અંતઃપુરના મૂર્ખતાના અંધકારમાં કેદી થઇને હિંદુ

રમણી રડે છે. પુરૂષોની પાપવાસનાના અત્યાચારથી ગૃહત્યાગી થયેલી નિષ્પાપ પતિતાઓ રડે છે, દરિદ્રતાની વિશેષતાથી દેશનો ગરીબ વર્ગ ભૂખને દુઃખે રડે છે. આ આખા દેશવ્યાપી રૂદનથી જે સમાજની નિંદ્રા દૂર થતી નથી એ સમાજ જીવંત છે એમ કેમ કહી શકાય? કોણ કહી શકે તેમ છે કે, સમાજની આ નિંદ્રા મહાનિંદ્રા છે કે નહિ? મનુષ્ય સમાજમાં મનુષ્યત્વનાં લક્ષણ હોવાં જોઇએ. જો સમાજ જીવંતો હોત તો આજે તે શુદ્ધિમાં આવ્યા સિવાય રહેત નહિ."

ઉષાએ શાન્ત સ્વરે કહ્યું:–" આપ ઉત્તેજિત બની ગયા છો. પ્રથમ માથું ઠંડું કરી આસપાસની પરિસ્થિતિનો વિચાર કરી જુઓ. આપ રૂપિયા ખરચવાનું કહો છો, સમાજની પરવાહ નહિ કરવાનું કહો છો એ ખરૂં, પણ જે સ્ત્રીઓને આશ્રય આપી આપ આશ્રમની પ્રતિષ્ઠા કરશો તેમનો જીવતા દોજખમાંથી કેવી રીતે ઉદ્ધાર કરી શકશો? એ વિષયનો આપે વિચાર કરી જોયો છે કે?"

" કરી જોયો છે. જેમને હું શોધું છું તેઓ કયાંથી મળી આવે તેમ છે એ સંબંધની બાતમી મારા સ્નેહી ગૌરીશંકરે મને આપી છે. ગૌરીશંકરની મદદથી હું તેમનો ઉદ્ધાર કરીશ. આમ છતાં કાર્યને શરૂઆતમાંજ બહુ મોટું રૂપ આવવાની મારી ઇચ્છા નથી. ઉતાવળ કરવા જતાં સુવ્યવસ્થાનો નાશ થાય તેમ છે. પ્રથમ ધીમેથી કાર્ય ચાલૂ કરવામાં આવશે. જેઓ ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ હોવા છતાં પોતાની ઇચ્છા વિરૂદ્ધ ઘણા દિવસથી પતિતા થઇ હશે તેમના દુઃખ તરફ સહાનુભૂતિ દર્શાવ્યા સિવાય બીજું કાંઈ આપણે કરી શકીએ તેમ નથી; પરંતુ જેઓ ન છુટકે હાલ તરત નરકમાં આવી પડી હશે, નારી જીવનના મોટામાં મોટા દુર્ભાગ્યનું હજી જેમ તેને જ્ઞાન નહિ હોય, દેહવિક્રયના અપમાન કરતાં મૃત્યુને હજી સુધી જેઓ કલ્યાણકર વિચારતી હશે તેમનો ઉદ્ધાર કરીનેજ આશ્રય સ્થાપવામાં આવશે. અન્ય પતિતાઓનો વિચાર આગળ ઉપર કરવામાં આવશે."

ઉષાએ કહ્યું:–" ખરૂં છે, નરકે જેમનો ગ્રાસ કર્યો છે તેમની વાત બાજૂએ રાખી નરક જેમનો ગ્રાસ કરવાની તૈયારીમાં હોય તેમનીજ પ્રથમ સંભાળ લેવી જોઇએ."

" પરંતુ ઉષાદેવી! તમારી મદદ સિવાય આ કાર્ય મારા એકલાથી કોઇ પણ રીતે પાર પડી શકે તેમ નથી. આરંભમાં હું હરેક દિશા તરફ ધ્યાન આપી શકું તેમ નથી. આશ્રમની બ્હાર જે કાંઈ કરવાનું હશે તે બધું હું કરીશ. આશ્રમની અંદર પુરૂષોનો સહજ પણ સંબંધ રાખવાની મારી ઇચ્છા નથી. એ સ્થળે તમારે જ કામ કરવું પડશે."

" આ વાત ન કહી હોત તો પણ ચાલત. અધિકારિણી તરીકે નહિ પરંતુ સેવિકા તરીકે આશ્રમની અંદરનું સઘળું કામ હું યથાશક્તિ બજાવીશ. જીવંત મૃત્યુમાંથી આપ મને ખેંચી લાવ્યા છો, આપની હરેક ઇચ્છાને હું ઇષ્ટદેવતાનો આદેશ સમજી શિરે ચઢાવીશ. આથી વિશેષ હું શું કહું!"

મુકુલમાલા ખુણામાં એક શેતરંજી ઉપર બેસી આ સઘળી વાતવાતચિત સાંભળતી હતી. તે સમજી શકી કે, સૂર્યકાન્ત આજ એક ગંભીર કાર્યમાં ગુંથાય છે. તેના મનમાં ભય ઉપજ્યો. હવે સૂર્યકાન્તને પોતાની વાતનો વિચાર કરવાનો વખત નહિ મળે એમ તેને લાગ્યું. હજી સૂધી મુકુલે આશાનો ત્યાગ કર્યો નહોતો. તેણે કરૂણા જનક કંઠે કહ્યું:–" સૂર્યકાન્તભાઇ! હવે મારૂં શું થશે?"

સૂર્યકાન્તે મમતાથી કોમળ સ્વરે કહ્યું:–" બેન! હું તમને ભૂલી નથી ગયો!"

"મને ભૂલી ગયા નથી એ હું પણ જાણું છું: પરંતુ મારે હમેશાં અહીં રહેવું પડશે કે?"

"બ્હેન ! હું દરરોજ તમારા પતિની તપાસ કરૂં છું. મેં પોલિસમાં ખબર આપી છે. વર્ત્તમાન પત્રોમાં ઇનામ જાહેર કર્યું છે; છતાં તેમનો પત્તો લાગતો નથી !"

આ વાત આટલેથીજ અટકી. સૂર્યકાન્ત કાર્યવશાતઃ બ્હાર ચાલ્યો ગયો.

( ૯ )

બોરીવલીમાં સૂર્યકાન્તનો એક મોટો બંગલો હોઈ તેની આસપાસ સુંદર બગીચો હતો. એ બંગલામાંજ આશ્રમની સ્થાપના કરવામાં આવી. આશ્રમનું નામ 'સ્વર્ગ મંદિર' રાખવામાં આવ્યું.

સૂર્યકાન્તનો મિત્ર કરૂણાશંકર ગુપ્ત દૂતો રોકી મુંબાઇના અનીતિનાં નરકોમાં શોધ ચલાવવા લાગ્યો. એક મહિના જેટલી ટૂંક મુદ્દતમાં સ્વર્ગ મંદિરની અંદર પચીસેક નારીઓએ આશ્રય મેળવ્યો. ઘણી તપાસ કર્યા પછી એ નારીઓને મંદિરમાં આશ્રય આપવામાં આવ્યો હતો. તેમનાં મુખ, નેત્રોની દૃષ્ટિ, હાવભાવ વગેરે જોતાં સહેલાઇથી એમ સમજી શકાતું હતું કે, અનીતિના ટ્રેડમાર્કે હજી સુધી તેમના સતીત્વ ગૌરવને કલંકિત કર્યું નહોતું.

સૂર્યકાન્ત પાણીની માફક પૈસા ખરચવા લાગ્યો. હવે તેને બીજા કોઇ વિષયની ચિંતા નહોતી ! તે સ્હવારથી માંડી ગંભીર રાત્રિ સુધી કામકાજમાં ગુંથાયલો રહેતો હતો.

જે પચીસ નારીઓને લઈ સૂર્યકાન્તે 'સ્વર્ગ મંદિર'ના કાર્યનો આરંભ કર્યો હતો તેઓમાંની કોઈ સધવા, કોઇ વિધવા તથા ઘણી ખરી ગામડાંઓમાંથી દુર્ભાગ્ય યોગે નરકકુંડમાં જઈ પડી હતી. તેમનામાંની કોઈના ઉપર દસ્યુની માફક એકાએક આવી પુરૂષે એક ક્ષણમાં કલંકની છાપ મારી દીધી હતી, સીતાની માફક કોઈ નારીનું દુરાત્મા છળ

કોશલથી હરણ કરી લાવ્યો હતો ! સૂર્યકાન્તે પરીક્ષા કરી જોઇ તો તેને માલૂમ પડયું કે, હજી એ નારીઓનાં મન કાચા સોના જેવાં શુદ્ધ હતાં. તેમને ' મા-બ્હેન ' કહી બોલાવતાં સંકોચ ઉપજવાનો સંભવ નહોતો. આમ છતાં સમાજ એમને કુલટાઓ કહી માતૃત્વનું અપમાન કરતો હતો ! ઉલટું જે સઘળા વ્યભિચારી નરપશુઓ એ બીચારીઓને ઉચ્ચ વેદી ઉપરથી બળાત્કારે અધમતાની ગર્ત્તામાં ખેંચી લાવ્યા હતા તેઓ પોષ્યપુત્રની માફક હજી પણ સમાજમાં રહી સ્વેચ્છાનુસાર વર્તતા હતા. સમાજના ન્યાયદેવતા નિર્દોષને શિક્ષા કરે છે તથા શયતાન ગુન્હેગારોને મુક્તિ આપે છે.

આશ્રમમાં રહેતી સ્રીઓ વિવિધ પ્રકારનું શિલ્પ કાર્ય શીખી શકે એવી સૂર્યકાન્તે વ્યવસ્થા કરી આપી. ચિત્ર કામ, ભરત ગુંથણનું કામ, રેંટીઓ ફેરવવાનું તથા વણાટનું કામ વગેરે શીખવા માટે ચારે તરફથી સુનિપુણા શિક્ષયિત્રીઓને બોલાવી યોગ્ય પગારે રોકવામાં આવી. પછી આશ્રમમાં તૈયાર થતો માલ બ્હાર બજારમાં વેચાવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો જે સ્રીઓ અભણ હતી તેમને શિક્ષણ મળી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી. સ્વર્ગમંદિરમાં સ્રી ઉપયોગી પુસ્તકોની એક લાયબ્રેરી સ્થાપવામાં આવી. તાત્પર્ય એ કે, મંદિરવાસિની નારીઓ સ્વાવલંબી થઈ શકે, વિવિધ કાર્યોમાં ગુંથાઇ રહી તેઓ પોતાના દુર્ભાગ્યને ભુલી શકે, તેમના જ્ઞાન તથા મનનો વિસ્તાર થઇ શકે એ સંબંધીની સઘળી અનુકૂળતા સૂર્યકાન્તે પુષ્કળ દ્રવ્ય ખરચીને કરી.

મંદિરની અધિકારિણીનું કામ ઉષા દેવીને સોંપવામાં આવ્યું. તેનો અસીમ ઉત્સાહ જોઇ ' દેવી મંદિર 'ની ઉન્નતિ માટે સૂર્યકાન્તના મનમાં સહજ પણ સંદેહ રહ્યો નહિ. ઉષાદેવીએ સારી રીતે અભ્યાસ કર્યો હતો એટલુંજ નહિ પણ શિલ્પનાં વિવિધ કાર્યોમાં તે અતિનિપૂણા હતી. તેનાં મિષ્ટ વચન તથા મધુર સાંત્વનો મંદિરવાસીની નારીઓના હૃદયક્ષત

ઉપર સ્નિગ્ધ પ્રલેપનું કામ કરવા લાગ્યા. દેવી મંદિરમાં રહેતી નારીઓના નવજીવનનો જાણે કે આરંભ થઇ ગયો. ઉષાદેવીએ સઘળી નારીઓને એમ સમજાવી દીધું કે, "જગતની અંદર કોઇ પણ વખતે મનુષ્યનું જીવન વિફળ નથી–મનુષ્યની સાર્થકતા છેજ ! સુખથી ખુશી થજો: પરંતુ દુ:ખથી નિરાશ થઇ જશો નહિ; કેમકે, મનુષ્યત્વની મોટામાં મોટી પરીક્ષા દુ:ખથીજ થાય છે. જેનામાં મનુષ્યત્વ નથી હોતું તેના ઉપર જ દુ:ખ શાસન કરી શકે છે; પરંતુ જે ખરૂં મનુષ્ય હોય છે તેના પગો પાસે જ દુ:ખ પડી રહે છે. સમાજે અન્યાયથી તમારા ઉપર કલંક મૂક્યું છે તથા તમારો બહિષ્કાર કર્યો છે તેથી નિરાશ બની જઇ તમારે તમારૂં મનુષ્યત્વ ગુમાવવું જોઇએ નહિ. ગુલાબને ફુલદાનીમાં રાખો અને કાદવને રસ્તામાં ફેંકી દ્યો. ગુલાબ હંમેશાં ગુલાબજ રહે છે. બળવાન્ બદમાસે આવી એકાએક બળ વાપરી તમારા દેહ ઉપર અત્યાચાર કર્યો છે, પરંતુ એ અત્યાચારને પહોંચી વળવાની શકિત સહુનામાં હોતી નથી ! દેહની અંદર જે ગુપ્ત મન છે, જેને કોઇ બળથી કાઢી લઈ જઈ શકે તેમ નથી. એ મનનું તમે સાવધાનતાથી રક્ષણ કરો. એ મન જો શુદ્ધ હોય છે તો કલંકિનીનો આરોપ હોવા છતાં સીતા સાવિત્રી કરતાં કોઇ પણ રીતે તમે ઉતરતી સતીઓ નથી !"

ઉષાદેવીનું જોઇ મુકુલમાલાએ પણ દેવીમંદિરના કામકાજમાં લક્ષ આપ્યું. ધીમે ધીમે તે સંસારની માયા ભૂલી આ પરોપકાર વ્રતમાં સર્વાંશે ગુંથાઈ ગઇ. સૂર્યકાન્તના પરિશ્રમથી ઉષા તથા મુકુલમાલાનો નરકમાંથી ઉદ્ધાર થયો અને તે સાથે બીજી પણ નિર્દોષ અભાગિનીઓ નરકમાંથી મુક્તિ મેળવી 'દેવમંદિર'માં નિવાસ કરવા લાગી.



કોહીનુર ફીલ્મ કું. નાં દુનીયામાં અજોડ બે પીકચર.

| | | |
|---|---|---|
| મીસ ગૌહર<br>મીસ હીરા.<br>મી૦ રાજા સેન્ડો<br>મી૦ ખલીલ. | **ગુણસુંદરી**<br>યાને<br>વરઘેલી વનીતા. | જાણીતી વાર્તા.<br>ડાયરેકટર-શાહ અને દેવારે.<br>કેમેરામેન-નારાયણ દેવારે. |

જો આપ આપના સીનેમામાં પૈસાની ટંકશાળ જોવા માંગતા હો તો તુરત બુક કરો.

| | | |
|---|---|---|
| મીસ ગૌહર.<br>મીસ હીરા.<br>મી૦ રાજા સેન્ડો.<br>મી૦ ખલીલ. | **ભણેલી**<br>**ભામીની.** | જાણીતી વાર્તા.<br>ડાયરેકટર-શાહ અને દેવારે<br>કેમેરામેન-નારાયણ દેવારે. |

આપના સીનેમામાં એકવાર એકઝીબીટ કરો અને જરૂર તમો બીજીવાર માંગ્યાવગર રહેશો નહિ.

# પાંડવ નીર્વાણ—ભક્ત નંદા.

બુકીંગ માટે લખો:—

**ધી શારદા સાઇકલ સ્ટોર.**

નં. ૧૧ બ્રોડવે મદ્રાસ.

મુંબાઈ ડીસ્ટ્રીકટના એજંટ

વી. આર. મ્હેતા રામનિવાસ પારેખ સ્ટ્રીટ મુંબઈ-૪.

ખાસ-સુચના પ્રોવીન્સીયલ અને આફ્રીકા રાઇટ વેચવાના છે.